જ્યાં સાધન સંપન પોલીસતંત્ર અને અનેક હાથવાળી જાજ્વલ્યમાન સરકાર પણ નથી પહોંચી શકતી ત્યાં પહોંચતી જનાર્દનની જાસુસી અને ચપલ બુધ્ધિદ્વારા થતાં અનેક જોખમી સાહસો અને પરાક્રમોવાળી એકજ બેઠકે વાંચીને પુરી કરવી પડે તેવી નવી જ જાસુસી કથા.

ડીટેકટીવ

# જનાર્દન જાસુસના જબ્બર સાહસો

★

જનુભાઇ દવે

એન. એમ. ઠક્કરની કું.
બુકસેલર્સ પબ્લીશર્સ
૧૦ પ્રિન્સેસ સ્ટ્રીટ મુંબઇ-૨

કિંમત બે રૂ.

## બીજા નવાં જ ડીટેકટીવ પુસ્તકો

૧ ડીટેકટીવ કુમાર ગુપ્ત

(જેમાં જગપ્રસિદ્ધ જાસુસનો સાથીદાર કનૈયો કુમાર ગુપ્ત નામ ધારણ કરી હાક ધડકાવનારાં સાહસ કર્મો કરે છે)

૨ મોહન મહારીના અદ્ભૂત પરાક્રમો

વાંચીને પુરી કર્યા પછી જ પુસ્તક નીચે મૂકાય તેવાં મોહન મહારીનાં દંગ કરી નાખે તેવા પરાક્રમોનું નવું જ પુસ્તક :-

મુદ્રક : મણિલાલ છગનલાલ શાહ : ધી નવપ્રભાત પ્રિન્ટીંગ પ્રેસ
ઘીકાંટા રોડ, અમદાવાદ.
પ્રકાશક : નંદલાલ મોહનલાલ ઠક્કર : એન. એમ. ઠક્કરની કું.
૧૪૦ પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઈ.
૧૯૪૮



પરમ પૂજ્ય કાકાશ્રી છેલશંકર જે. દવે

(વડોદરા રાજ્ય પોલીસ કમીશ્નર સાહેબ) આપનો મારા
પ્રત્યેનો અનહદ ભાવ, માયા અને મમતા તથા
તમારા જેવા સાહસ વીરના ગુણોથી આકર્ષાઈને
મારી પ્રથમ કૃતિ તમારે ચરણે ધરૂં છું.

લી.

તમારો છોરૂ

જનુભાઇ. ગી. દવે

# જનાર્દન જાસુસના
# જબ્બર સાહસો



: ૧ :

સર રામરાવ પોતાના કનકવિલાની મોટી લાયબ્રેરીના ખંડમાં આરામ ખુરશી પર બેઠા હતા. એકાએક એક આદમી ઓચિંતાનો આવીને ઊભો રહ્યો અને ક્રોધથી આંખો નચાવીને ધુત્કારિયું કરતાં જોરથી પૂછ્યું " કેમ, સરસાહેબ, આમ કરવામાં આપનો મતલબ શું છે ?'

સર રામરાયે નિર્ભયતાથી કહ્યું: ' તમો જાણવા માંગો છો કે મ્હારો મતલબ શું છે ? બહુ સારી વાત છે. મ્હારો મતલબ એમ છે કે સરકારની મદદથી તમારા જેવા બદમાસના રસ્તા બંધ કરવા છે અને એવો બંદોબસ્ત કરવો છે કે ભવિષ્યમાં તમે લોકો મારું જરા પણ નુકશાન નહીં કરી શકો. સમજ્યા સોહનલાલ !'

સર રામરાવની વાત સાંભળીને સોહનલાલે ગુસ્સા ભર્યા અવાજમાં કહ્યું. " શું આ આપની ચાલબાજી નથી ? મ્હારી મુલાકાત લઈ, મ્હારી ચીઠ્ઠી હજમ કરી શું આપ ચાલાકીથી અમો લોકોને ફસાવવા માંગો છો ?"

સર રામરાવે ખૂબ શાંતિથી કહ્યુ " હાં. તમારો આ વિચાર કોઈ ખોટો નથી. તમારા જેવા લોકોને કાયદામાં લાવવા માટે છળપ્રપંચ વગર કામ ચાલે જ નહિં. જેઓ જેવા સ્વભાવના છે તેના જેવાં જ

સામે થવું પડે છે, તેવા જ વર્તાવ કરવો પડે છે. તમે અમોને ગુપ્ત રહસ્ય વેચવા ઈચ્છતા હતા. તેના બદલામાં તમો જે કાંઇ ઈચ્છતા હતા એ મને વ્યાજબી લાગ્યું નહીં પરંતુ જો તમો મ્હારી મતલબ પહેલા સમજી શકયા હોત તો કદાચ આ ગુપ્ત ભેદને બીજી જગ્યાએ વેચવાનો પ્રયત્ન કરત. એટલા માટે બુદ્ધિપૂર્વક, કુનેહથી તમારી એ ચીઠ્ઠીઓ મેં હાથ કરી લીધી."

સર રામરાવની સામે ટેબલ ઉપર એક મોટો વાળેલો ફુલ્સ કેપ કાગળ પડયો હતો. એને તેણે હાથમાં ઉપાડીને સોહનલાલને કહ્યું "આ ચીઠ્ઠીની મદદથી તમારા લોકાની બદમાશી ઠેકાણે લાવી શકું છું અને મને ખાત્રી છે કે તે વાતને તમે સમજી શકયા હશો. પરંતુ જો તમો સીધા રહેશો તો તમારા વિરૂદ્ધ હું કોઈ પણ કાર્ય નહીં કરૂં એટલે તમારા લોકો માટે આ વસ્તુ ખરાબ છે એમ સમજીને તમારે સાવધાન રહેવું જોઇએ."

સોહનલાલે મોઢાને મચકોડીને કહ્યું "આપ શું કહી રહ્યા છો? હું આ રીતે આપનાથી દબાવા નથી માંગતો. આપને ભલા માણુસ સમજીને આવ્યો હતો. તમારા પર ભરોસો રાખીને મેં મોટી મુર્ખાઇ કરી છે. ખેર. કોઈ વાંધો નહીં. આપ મારી ચીઠ્ઠી મને પાછી આપો"

એ ચીઠ્ઠી પોતાના કબજામાં લેવાના માટે ઘણી સ્ફૂર્તિથી તે વધ્યો અને કઠોર સ્વરથી કહ્યું "મ્હારાથી ચાલાકી ન ખેલો મહેરબાન, મને જેવા તેવા ન માનો. અગર આપ આપનું ભલું ઈચ્છતા હો તો ચીઠ્ઠી મને આપી દો નહિતો—" તે કાંઇક વધુ કહેવા ઇચ્છતો હતો અને ચીઠ્ઠી છીનવી લેવા ઇચ્છતો હતો. પરંતુ ટેબલના પાસે પહોંચે તે પહેલાં તો સર રામરાવે એક પલકમાં પોતાના ખીસામાંથી પિસ્તોલ કાઢી અને તેના સામે ધરી અને ગંભીર સ્વરથી કહ્યું "દૂર ઊભા રહેજો. તમારા સ્વભાવને સમજીને હું પહેલેથી જ તૈયાર બેઠો છું. આ પિસ્તોલમાં પાંચ ગોળીઓ છે. મ્હારા બચાવને માટે એક જ પૂરતી છે" સોહનલાલનો લાલ ચહેરો વધારે લાલ થયો અને કુતરા ઉપર લાકડી પડે જેમ કૂતરૂં ભાગી જાય તેમ ચાર કદમ પાછો હઠી ગયો.

સર રામરાવે ગંભીર સ્વરે કહ્યું " જુઓ હું તમને છેલ્લીવાર ચેતવણી આપું છું—સમજી લો. જ્યાં સુધી તમો આ ગુપ્ત ભેદને બીજે ક્યાંય વેચવાનો પ્રયત્ન નહીં કરો ત્યાં સુધી તમારૂં કોઇ પણ અનિષ્ટ નહીં થાય. હું એવું ઇચ્છતો પણ નથી. પરંતુ સરકારનું નુકશાન ન થવા દેવા માટે હું હોશિયાર રહીશ, હું સાવચેત રહીશ. હું તમારા એ રસ્તાને રોકવા ઇચ્છું છું. "

તેઓ ઊઠીને એ કોટડીની દીવાલ પાસે આવ્યા. એ દીવાલમાં લોઢાની તિજોરી હતી. સર રામરાવે તિજોરી ખોલી, જલ્દીથી એ કાગળ એની અંદર રાખીને બંધ કરી દીધી. ત્યારપછી પોતાના સ્થાને બેસીને ફરીથી કહ્યું " મને આશા છે કે આ ચીઠ્ઠીને પાછી બહાર કાઢવાની જરૂરીયાત નહીં પડે. એનો મતલબ એ છે કે તમે આ ગુપ્ત ભેદને ક્યાંય લઇ ન જાઓ. તમારી ભલાઇ બુરાઈ તમારે હાથ છે. તમોએ ચાલાકીના ઘણુ કામ કર્યા છે. દરેક વખતે તમને ફત્તેહ મળી હશે પરંતુ આમાં તો હાર ખાવી જ પડશે. ચાલાકી દરેક વખતે કામ નથી આવતી. રાજનીતિમાં ક્યારેક ક્યારેક ખરાબ ખરાબ કૃત્યો કરવાં પડે છે. કોઈ કોઇ એને કપટ કહે છે. પણ કોઇના કહેવાથી શું ? કૂટનીતિથી મેં આ મારૂં કામ સિદ્ધ કર્યું છે. હવે તમે જઇ શકો છો. "

સર રામરાવે ટેબલ પર રાખેલી ઘંટડી દબાવી અને ટન્ ટન્ ટન્ બજી ઊઠી. સાથોસાથ એક ચપરાસી ત્યાં આવ્યો, તેને કહ્યું—" આ ભલા માણુસને મકાનની બહાર પહોંચાડી આવ." અને એણે બીજા કામમાં ધ્યાન આપ્યું. સોહનલાલ બડબડતો બડબડતો આવનાર ચપરાસી સાથે બહાર ચાલ્યો ગયો.

ખંડમાં શાંતિ હતી. એટલે સર રામરાવે પોતાના મન સાથે વિચાર્યું કે બચ્ચો ભયાનક માણુસ છે, પરંતુ આ વખતે મેં એને સારી શિખામણ આપી છે. મને લાગે છે કે આ હવે પછી મને હેરાન કરવા નહિ આવે. "

સોહનલાલ સર સાહેબના મકાનમાંથી બહાર નીકળીને છંછેડાએલા આપની પેઠે ફૂંફાડા મારવા લાગ્યો, અને ક્રોધથી ઉશ્કેરાએલી હાલતમાં એક બાજુ ચાલ્યો ગયો. ચોરી કરવી, ઠેકાઈટી કરવી, અને ગુપ્ત ભેદો મેળવાને તેને વેચવા આ તેનો ધંધો હતો. એ જાતજાતના ગુપ્તભેદો મેળવતો, જાળવતો અને વેચતો હતો.

ચાલતા ચાલતા એ મન સાથે જ બબડવા લાગ્યો. "હું પહેલા ન સમજી શક્યો કે આ મારા સાથે વિશ્વાસઘાત કરશે ! ચીઠ્ઠી—ભેદ તો હું પાછો મેળવવાનો જ."

અલકાપુરમાં યુદ્ધની આગ લાગવાથી, આર્યાવર્તના રાજનૈતિક આકાશમાં અશાંતિનો અંધકાર છવાતો હતો. આ વખતે સોહનલાલ અને તેના સાથીઓ યુદ્ધક્ષેત્રની પાસે ને પાસે રહેતા હતા. એ વખતે એને પત્તો લાગ્યો કે આર્યાવર્તની એક જાતિને પોતાના પક્ષમાં લેવા માટે છાનાછાના કહેણો, રૂપિઆ અને સૈન્યના માણસો ત્યાં મોકલાતા હતા. આ બધાના પ્રમાણો તેણે લખ્યા, અને સર રામરાવને વેચવાનો ઈરાદો કર્યો, પરંતુ તેના બદલામાં તેની જે ઇચ્છા હતી તે વ્યર્થ હતી. અસંભવ હતી. સર રામરાવે તો એને કહ્યું કે તારી પાસેનો બધો હેવાલ, તારી ટોળીના માણસો અને જે કાંઈ રહસ્ય હોય તે તારે કાગળ પર લખવું જ જોઈએ ને ! પૂરેપૂરી ખબર વગર એ કોણ લ્યે ! સાચા પ્રમાણોથી એને પ્રમાણિત બનાવવું જોઈએ. પોતાની વાત સત્ય છે એમ સાબિત કરવા માટે તેણે જે જે નામો લખ્યા હતા તે આર્યાવર્તમાંના પુરૂષસિંહ હતા, નરશ્રેષ્ઠો હતા. એટલા માટે જો આ ચીઠ્ઠી બીજા દેશના કોઈપણ રાજનીતિજ્ઞ પુરૂષને હાથ પડે તો, એ બધા મહાશયો ઉપરાંત સોહનલાલ પણ સપડાતો હતો.

એટલા માટે તો એ પત્રિકા સર રામરાવને આપીને સોહનલાલે પૈસાની માંગણી કરી હતી, પરંતુ પાઠકગણ જાણે છે કે ત્યાં શું બન્યું.

સોહનલાલ હતાશ થઈ જવાથી ચિડાઈ ગયો. પાછું એણે બડબડવા માંડયું કે—" મારા પ્રત્યે કેવું વર્તન ચલાવ્યું, અને દગો દીધો.

વિશ્વાસઘાત કર્યો, અને છેલ્લે છેલ્લે મને બેવકૂફ બનાવીને ઘરમાંથી બહાર કાઢયો. એના આગળથી ચીઠ્ઠી ઝૂંટવી લેવાની પણ હિંમત ન થઇ, અને કદાચ મેં જોર જુલમથી લેવા પ્રયત્ન કર્યો હોત તો જરૂર તે કૂતરાના મોતે મને ગોળીએ મારત. કદાચ એ વાત બહાર આવે કે એ ચીઠ્ઠી સર સાહેબની તિજોરીમાં છે તો પણ મારૂં મોત છે ને! બીજા લોકો પણ મને ગોળીએ મારવા તૈયાર થઈ જશે. અને મારી આશા પર પાણી ફરી વળે ને! અસ્તુ ગમે તે થાવ, એ ચીઠ્ઠી મારે મારા કબજામાં લેવીજ જોઇએ નહિતર મારૂં સારૂં થાવાનો નથી."

તે વખતે પાસે જ એક ટેકસી જોવામાં આવી તેમાં તે બેસી ગયો, અને બોલ્યો—" રંગરાગ કલબમાં મૂકી દે."

રંગરાગ કલબ અલકાપુરના એક મહોલ્લામાં આવેલી છે. અલકાપુરમા જેટલા બદમાશો છે, તેનો મોટો ભાગ આ કલબનો જાણકાર છે. તેઓનું રહેઠાણ અહિં જ છે. કલબની બહાર ઊભા રાખેલા ચપરાસી, વગેરે જોતાં અહીં ભલા ભલા માણસોનો વાસ છે એમ લાગે. પરંતુ કલબની ગલીએ બિછાવેલી સીડીઓ પર જેઓ આસ્તે આસ્તે ખુશ મિજાજથી ચઢે છે તે બધા નરરાક્ષસો છે—નરપિશાચો છે.

ટેકસીવાળાને વિદાય કરીને સોહનલાલ કલબમાં દાખલ થયો. મધ્યભાગ વટાવીને આગળ જતા સર્વસામાન્યો માટે સીગરેટ પીવાનો ખંડ હતો ત્યાં આવીને એક આસન પર બેઠો, તરતજ તેના આગળ એક યુવતી ઓર્ડર લેવા માટે આવી એટલે તેણે કહ્યું-" બ્રાન્ડી અને સોડા."

એ જ ખંડમાં બારણા પાસે એક ખુરશીમાં લાંબો—પહોળો જુવાન બેઠો હતો, સોહનલાલ આહિં આવીને બેઠો ત્યારથી એ એને પગથી માથા સુધી જોયા કરતો હતો. એ આટલા પ્રયત્ન પછી જાણી શક્યો કે આ માણસનું મન કોઈ પણ કારણસર દબાયલું છે. મનને પ્રસન્ન કરવા માટે જ એણે શરાબ પીધો છે. " ઠગ—ઠગને પીછાણે."

એ જવાનના ચ્હેરા પર હાસ્ય આવી ગયું, એ આસ્તે આસ્તે સોહનલાલની પડખેની ખુરશીમાં ચુપચુપ બેસી ગયો.

એ જવાને એના તરફ જોઈને કહ્યું. " શું તમારૂં નામ સોહન-લાલ છે ? હા, જો હું ભૂલ ન કરતો હોઉં તો, સોહનલાલજ છે."

સોહનલાલ એની વાત સાંભળીને આશ્ચર્ય પામ્યો. એણે પોતાની જાતને જાહેર કરતા કહ્યું–" હા, મારૂં એ જ નામ છે, પરંતુ હું તમને ઓળખતો નથી, તમોએ મને કેમ ઓળખી કાઢયો ! "

જવાને કહ્યું–" ઝવેરીને ઝવેરાત તપાસતાં વાર નથી લાગતી, અને આ સિવાય અત્યારે મને વિલાસપુરની ઘટના યાદ આવે છે, ત્યાંની પોલીસ એક ભલા માણુને પકડવા ઇચ્છતી હતી. એ ભલો આદમી એમાં ફસાઈ ગયો, આ વાતની મને જાણ થઈ. એટલે પોલીસની જાળમાંથી બચાવીને તેને સરહદ પાર ઉતારી દીધો. ત્યારે એ ભલા માણસને પીછાનતા કેટલીવાર લાગે. અને એને હું ન પીછાની શકું ! અને મિત્ર ! તમો મને આટલા ટૂંક સમયમાં ભૂલી ગયા ! અસંભવ વાત છે. "

સોહનલાલે કહ્યું–" નામદાર, ભામટા ભવાની !"

આ જુવાન ડાકુઓનો સરદાર ભામટો ભવાની હતો, એણે હસીને કહ્યું–"હા, હવે તમોએ મને ઓળખી લીધો, મેં તમને આંહિ પહેલા જોયા નહિ, હું સમજતો હતો કે અલકાપુરીથી બહારના દેશોમાં તમારો અડ્ડો છે. "

સોહનલાલે કહ્યું"–બીજા દેશોમાં પોલીસની નજરમાંથી બચવું એ વધારે ખોફનાક છે, તેમજ આ દેશના પોલીસ અને જાસુ-સોથી તો તોબાહ, એમની નજરમાંથી બચીને ભલા માણસોના કામ કરવા કઠિન છે. એટલે તો આ અભાગી દેશમાં મારી રહેવાની ઇચ્છા થતી નથી. "

ભામટા ભવાનીએ હસતાં હસતાં કહ્યું–" શું કહો છો ! મારા દિવસો તો સુખ ચેનમાં પસાર થાય છે. "

સોહનલાલે કહ્યું–" શું કહો છો ! સુખ–ચેનમાં રહો છો

તમારા મુખની આ વાત સાંભળીને મને અદેખાઈ આવે છે, આહ ! હું કેવો ઠગાઇ ગયો ! વારૂ. સરદાર ભામટા ભવાની ! તમારો અહિં શું વ્યવસાય છે ?"

ભામટા ભવાનીએ કહ્યું—"તમો એમ જાણવા માંગો છે કે મારી આમદાની માટે મેં શું રસ્તો પકડયો છે ? હું રસ્તામાં આવતી કોઈ પણ આફતથી ડરતો નથી, મને તો જેમ કામ જોખમી તેમ વધારે આનંદ."

સોહનલાલે કહ્યું—"જે કામમાં ભય છે, તેજ તમને પસંદ છે એમજ ને ! તમોએ તો મને હેરાનીમાં મૂકી દીધો."

ભામટોભવાની બોલ્યો—"મારી વાત સાંભળીને બેવકુફ જ હેરાનીમાં-વિચારમાં પડે છે, અને હું તો એ સાહસને જ-ભયને જ-જીવનનો ધન્ય દિવસ સમજું છું, જ્યાં વધારે જોખમ હોય ત્યાં લાભ પણ વધારે હોય. શું નથી જાણતા કે મોટા મોટા કેસોમાં બારીસ્ટરો જ લાભ ઉઠાવે છે, એ નકામા વધારે રૂપિયા નથી આપતા ! મારે પણ કેટલી વખત શિકાર છોડીને જવું પડયું છે. પરંતુ એમાં હું નિરૂત્સાહ થતો નથી. એક જ વખત એવા ખેલ ખેલું છું કે બધું નુકશાન ભરપાઈ થઈ જાય છે."

સોહનલાલે કહ્યું—"મેં પણ મોટો પચ્ચાસ લાખનો દાવ માર્યો છે, પરંતુ હું મારા હાથનું હથીઆર બીજાના હાથમાં સોંપીને મૂર્ખ ઠરી ચૂકયો છું."

ભામટાભવાનીએ કહ્યું—"તમોને કોણે બેવકુફ બનાવ્યો ! મને એ બધી વાત કહો." આ વખતે આ ખંડમાં વધારે માણસોનો જમાવ થયો નહોતો, એણે આડું-અવળું જોઈને ધીરે ધીરે પોતાની બધી હકીકત ભવાનીને સંભળાવી.

બધી વાત સાંભળ્યા પછી ભવાનીએ કહ્યું—"તમોએ જે કાંઇ મહત્વના સમાચારો ભેગા કર્યા હતા, તે બધા પત્રમાં લખ્યા હતા ?"

સોહનલાલે કહ્યું—"હું એટલો બધો બેવકુફ નથી. કેટલાક

ખાસ ખાસ સમાચારો લખ્યા હતા. અને પૈસા-પૂરી કિંમત મળ્યા વિના એ સમાચાર હું કોઇને ન આપું. અગર જો હું આ સમાચાર પ્રગટ કરૂં તો આર્યાવર્તમાં આગ લાગે આગ."

ભવાનીએ કહ્યું—" તમો બેવકુફ તો છો જ, અને જો બેવકુફ ન હોત તો, સર રામરાવને એ પત્ર આપીને પસ્તાતા ન હોત. તમોએ તમારી જાતને પહેલા એને સોંપી દીધી, અને પછી રૂપિઆ માગ્યા. એ પોતાના હાથમાં મુદ્દો આવ્યા પછી કેમ રૂપિયા આપે ?"

સોહનલાલે કહ્યું—" એ તો, હું પછીથી સમજ્યો, કે હું મોટી મુર્ખાઇ કરી બેઠો છું, હવે તો એ પત્ર મેળવ્યા વિના કાંઈ પણ બોલી શકાતું નથી. ચીઠ્ઠીમાં મેં મોટા મોટા પુરૂષોના નામો લખ્યા છે. અને એ વાત બહાર આવે તો મારા તો રામ રમી જાય. મને કોઈ ન બચાવી શકે."

ભવાની કેટલીક વખત ગુપચુપ બેઠો રહ્યો. ત્યાર પછી તેણે સોહનલાલને કહ્યું—" તમોએ કામ તો બગાડી નાંખ્યું છે. હવે માત્ર એક જ ઉપાય મારી નજરમાં આવે છે, અને તે એકે ગમે તેમ કરીને એ ચીઠ્ઠી હાથ કરવી."

સોહનલાલે કહ્યું—" એ વાત બરોબર છે, પરંતુ બિલાડીના ગળામાં ઘંટ કોણ બાંધવા જાય ! સર, રામરાવની તિજોરીમાંથી એ ચીઠ્ઠી ગુમ કરવી એ સહેલ વાત નથી. ઘણું કઠણ છે."

ભવાનીએ હસતા હસતા કહ્યું—" સહેલ-અને કઠિન એ બે શબ્દો નકામા છે. તમારા માટે જે કઠિન છે, તે બીજાના માટે સાવ સહેલું છે. સર રામરાવની તિજોરીમાં એ ચીઠ્ઠી ઝાઝો વખત રહેનાર નથી. એ ચીઠ્ઠી હું સહને મારા પાસે રાખીશ, ત્યાર પછી તમો તમારા ગુપ્ત સમાચાર વેચી નાખજો, અને જ્યારે એ વેચાણના પૈસામાંથી અરધા પૈસા મને મળશે-તમો આપશો ત્યારે એ ચીઠ્ઠી હું તમને પાછી આપીશ." સોહનલાલને નવાઈ લાગી. એ ચોંકી ઊઠયો અને બોલ્યો-" અડધા રૂપિઆ ! "

ભવાનીએ ગંભીર ભાવથી કહ્યું—"હા, અડધા રૂપિઆ! અડધો ભાગ, સમજ્યા! જેટલા પૈસા મળે તેનો અડધો ભાગ આપવો, તમોએ તો તમામ આશા છોડી દીધી છે, તો સોળ આના ગુમાવવાને બદલે આઠ આના ગુમાવવાનું યોગ્ય લાગતું નથી! સર રામરાવે તો તમોને એની મુઠ્ઠીમાં જકડી-લીધા છે, હું એના પંજામાંથી તમોને મુક્ત કરીશ, એ શું ઓછો ફાયદો છે!"

લાચાર બનેલા સોહનલાલને ભવાનીની વાત માનવી પડી.

ભવાનીએ કહ્યું—"તમો મારા સાથે મારા અડ્ડા પર આવો, મને સર રામરાવના મકાન તથા લાયબ્રેરીના ખંડના નકશાની જરૂરત પડશે. અને એ પણ જાણવું પડશે કે તિજોરી કઈ દીવાલમાં છે, હું મુખ્ય મુદ્દાઓ હાથ કર્યા વિના કાંઈ હસ્તક્ષેપ કરતો નથી, અને જે કામ હાથ લઉં છું તે પાર પાડ્યા વિના રહેતો નથી."

ભવાની-સોહનલાલ સાથે કલબની બહાર નીકળ્યો બહાર નીકળીને ભવાનીએ ઝીણી છતાં તીણી સીટી બજાવી, તુરત જ એક લીલા રંગની મોટરકાર આવી ઉભી રહી, સોહનલાલને અંદર બેસાડીને પછી પોતે-બાજુમાં બેઠો, અને ડ્રાઈવરને કહ્યું-"આનંદ ભુવન"

ગાડી સડસડાટ ચાલી.

: ૨ :

અમો જે વખતની વાત લખીએ છીએ તે વખતે અલકાપુરમાં નારી-વિદ્રોહનો આરંભ થઈ ચુક્યો હતો. સમાજની ઓરતોનો હેવાલ દરરોજના પત્રોમાં પ્રગટ થતો હતો, પુરૂષ શાસનને અમાન્ય કરીને, એ બધી નારીઓએ સ્ત્રી-જાતિની સ્વાધીનતાને માટે આન્દોલન શરૂ કર્યું હતું. અને એ અલકાપુરમાં દરેક રીતે શાન્તિનો ભંગ કરતી હતી. અમો જે દિવસની વાત કરીએ છીએ, તેજ દિવસે અલકાપુરના વિજય મેદાનમાં આ પુરૂષ મર્દિનીનીઓની એક સભાનો આરંભ થયો હતો, ચારે તરફ મેદની, મેદની, સભામાં જેટલી સ્ત્રીઓ હતી, તેના કરતા તમાશો જોવા ભેગા થયેલા પુરૂષો હતા, સભાનું

કામકાજ થોડો વખત સુધી આસ્તે આસ્તે ચાલ્યું, ત્યાર પછીનું આંદોલન ઝગડાનું ચાલ્યું. સભામા શાન્તિનો ભંગ થયો. બોલાચાલી-માથી–હાથોહાથ પર આવી ગયા; અને ચારે તરફ એકજ અવાજ સંભળાતો હતો–" મારો-મારો."

સભાસ્થાનની વચ્ચે એક ભરાવદાર સ્ત્રી ઊભી હતી. કદાચ એ ભાષણ કરવા માટે ઉભી થઈ હોય, પરંતુ એના કડવા શબ્દોથી જનતાની ધીરજ ખૂટી, અને એનું પરિણામ એ આવ્યું કે એના માથા પરની ટોપી ઉડી ગઈ; એના માથાના વાળ છૂટી ગયા અને ગરદન પર ઉડવા લાગ્યા. એની નજર લોકોના કૃત્યને જોઈ રહી હતી, એની ચારે બાજુ " મારો મારો "ના અવાજ સિવાય બીજું કાંઈ સંભળાતું નહોતું. બધાની ઇચ્છા એવી હતી કે તે સ્ત્રીને ત્યાંથી ભીડમાં લાવી પગો તળે કચરી નાખવી. પરંતુ બે પુરૂષો આ આક્રમણને ખાળવા માટે ઇંતેજારીથી ત્યાં જ ઊભા હતા, તેમાંથી એકે જનતા તરફ હાથથી નિશાની કરતાં કહ્યું–" ધિક્કાર છે ! તમારામાં બુદ્ધિ અને વિચારનો આટલો અભાવ ! આ અબળા પર અત્યાચાર કરવાથી તમારૂં ગૌરવ શું વધી જવાનું છે ! તમો લોકો જેને મારવા તૈયાર થયા છો તે એક સ્ત્રી છે, એ પણ તમો જોઈ શકતા નથી ! તમારા ઘરમાં પણ તમારે મા હશે, બહેન હશે, સ્ત્રી હશે. તેને અપમાનિત કરતાં તમારા દિલને ક્ષોભ નથી થતો ! "

અને બીજી બાજુ ઊભો રહીને જે આ અસહાય સ્ત્રીને મદદ–રક્ષા કરી રહેલ હતો. તેની ઉંમર નાની હતી, નવયુવક જ લાગે. એણે કાંઈ કહ્યું નહિ, પરંતુ એના આંખને જોઈને લોકોને લાગ્યું કે આને હરાવ્યા વિના આ સ્ત્રીને કોઈ આંગળી પણ અડાડી શકનાર નથી.

એમાં એક હતો, અલકાપુરનો પ્રખ્યાત ગુપ્તચર જનાર્દન અને બીજો હતો તેનો મદદનીશ કનૈયો

જનાર્દને પેલી યુવતીને કહ્યું—" હવે તમો અંહિ ન રોકાવ. હવે તમારૂં રક્ષણ કરવું એ અમારા માટે જોખમકારક છે, તમો મારી

પછવાડે ચાલ્યા આવો. અને મારો સાથી તમારી પછવાડે ચાલીને તમારું રક્ષણ કરશે. હું એવા પ્રકારનો બંદોબસ્ત કરું છું કે કોઇ તમોને ધક્કો પણ ન લગાવી શકે.”

જનાર્દન પેલી યુવતીને લઇને ભીડ કાપતા ચાલવા લાગ્યા, કનૈયો તેની પાછળ હતો, જેવા તે ખુલ્લી સડક પર આવ્યા કે એક ભીષણ કાય જુવાન પુરૂષે તે ઓને ધક્કો માર્યો, અને તેજ વખતે તરવરીયા કનૈયાએ પેલા ભીષણકાયધારી પુરૂષની છાતીમાં જોરથી મુક્કો લગાવી દીધો, પેલો જવાન કનૈયા તરફ ફર્યો અને તેનાં મોં પર જોરથી જમાવી દીધી, કનૈયો જરા થોભ્યો, પણ ન અટકતા તેણે તેને છોડયો નહિ, અને તેટલા વખત દરમ્યાનમાં તો જનાર્દન પેલી સ્ત્રીને લઇને આગળ વધી ગયો હતો. કનૈયાએ સીફતથી પેલા જુવાનના પેટમાં લાત મારી એટલે તે રાડ પાડીને નીચે પડયો. અને તરત જ કનૈયો જનાર્દન પાસે પહોંચી ગયો. કેટલાક માણસોએ તેને પકડવાનો પ્રયત્ન કર્યો, પરંતુ તે ઘણી સીફતથી નીકળી ચૂકયો હતો. એને કોઇ અડી પણ ન શકયું.

જેવા સડકના કિનારા પર આવ્યા કે જનાર્દનને બે પોલીસ જોવામાં આવ્યા, એ બંનેએ તેમને સલામ કર્યા અને પછી પૂછયું “ અમોને કાંઇ આજ્ઞા છે!” આનો જવાબ ન આપ્યો, પરંતુ પેલી યુવતીના મોઢા તરફ જોયું. આવી સ્ત્રીઓ પ્રત્યે જનાર્દનને જરાએ સહાનુભુતિ નહોતી, માત્ર સ્ત્રી જાતની સહાયતા કરવા માટે તેને સંકટમાં ભાળીને સહાયતા કરવા એ રોકાયા હતા. અને એમનો સ્વભાવ જ એવો કે કોઇને પણ દુઃખમાં ભાળે તો સહાયતા કરવા તૈયાર થાય. એમણે યુવતીને કહ્યું–“ તમો હવે નિર્ભય થઇ ગયા છો, હવે તમો ઘરે ચાલ્યા જાવ, પોલીસોએ તમારી સભા વિખેરી નાખી છે, હવે તમારે ત્યાં ફરીથી જવાનો પ્રયત્ન ન કરવો. મહા મુસીબતે તમોને બચાવીને લાવ્યો છું.”

યુવતીએ કહ્યું—" મારા હાથમાંની બેગ કોઈ લઈ ગયું છે, એમાં કેટલાક પૈસા અને વિલાસપુર પાછા ફરવાની ટિકિટ હતી. રેલ્વેની ટિકિટ ખોવાઈ ગઈ, રસ્તામાં ખર્ચનું પણ ઠેકાણું ન રહ્યું, હું મારા ઘરે કેમ પહોંચું ! " આટલું કહીને યુવતી જનાર્દનનું મોં જોવા લાગી. જનાર્દને દયા ભાવ બતાવતા કહ્યું—" આથી વધારે શું કહેવાની ઇચ્છા છે, કહી દો ! સંકોચ ન ધરો."

યુવતીએ કહ્યું—" આજ આખો દિવસ મેં કાંઈ ખાધું નથી. ઉત્સાહમાં મને અત્યાર સુધી ભૂખ જણાઈ નહોતી. હવે કમજોરપણું લાગે છે, અને બેહોશીના ચિન્હો રૂપે આંખે અંધારા આવે છે."

જનાર્દન અને કનૈયો આ યુવતીને લઈને સડકની બીજી ગમ આવ્યા, પોલીસના બે માણસો પણ ગયા, ત્યાર પછી તેઓ પાડોશીની હોટલમાં દાખલ થયા. ત્યાં પેસી યુવતીએ જળપાન કર્યું, ચા પીધો. અને જનાર્દન તરફ જોઈને બોલી–" આજ તમો બન્નેએ મારા પ્રાણની અને માનની રક્ષા કરી છે, અને કદાચ આપ મને બેવકુફ પણ સમજતા હશો."

જનાર્દને કહ્યું—" તમારે એ તો હવે કબુલ કરવું પડશે ને કે તમારા નેતાઓમાં–નેતૃત્વ કરવાની શક્તિ નથી. પરંતુ આપનું નામ? "

યુવતીએ કહ્યું—" મારું નામ જયા છે. હું કોઈ દિવસ કોઈ સભામા નથી ગઈ. હું અલકાપુરની સભામાં સામેલ થવા આવી છું, એ મારા ઘરના માણસો પણ જાણતા નથી. હવે હું વિલાસપુર કેમ પહોંચીશ ? "

જનાર્દને કહ્યું—" તમો મારૂં કહ્યું માનવાના નથી. મારૂં કહેવું તમને સારૂં નહિ લાગે, એટલે કાંઈ પણ ન કહેવું એ વધારે ઇષ્ટ છે. આમ છતાં એટલું તો જરૂર કહીશ કે આવા સંજોગોમાં તમારે અહીં રહેવું ન જોઈએ."

અને જનાર્દને પોતાના ખીસામાં હાથ નાખ્યો, દસ, દસની બે નોટો અને પોતાના નામનું કાર્ડ આપ્યું, અને કહ્યું—" આ કાર્ડમાં

મારૂં નામ, ઠેકાણું એ, ભવિષ્યમાં કામ આવશે, અને ઘરે પહોંચવા માટે વીસ રૂપિયા છે, ઘરે પહોંચ્યા પછી સગવડ હોય તો પાછા મોકલશો."

યુવતી જવાએ જનાર્દન પાસેથી જવાની રજા માંગી. એના સુન્દર ચ્હેરાએ કનૈયાના દિલ પર સારો પ્રભાવ પાડયો હતો, એણે જનાર્દનને કહ્યું—" ભાઇ! બિચારી પાછી કયાંઇ આફતમાં ન પડે! સાંભળ્યું છે કે આ દળ બોંબનો પણ સાથ લેવાના છે, અને સર રામરાવના મકાનને ઉડાવી દેવા માગે છે."

વિજય મેદાનમાં હજીયે ભીડ હતી. બધાના મુખમાં વિદ્રોહી નારીઓના સાહસ અને હિમ્મતની જ વાતો થતી હતી. આવી વિદ્રોહ ભાવથી ભરેલી, સ્વેચ્છાચારિણી યુવતોની હિંમ્મતથી લોકો બહુ જ વિચલિત થઇ ગયા હતા. જનાર્દને એ ભીડ તરફ જોઇને કનૈયાને કહ્યું—" સ્ત્રીઓ આગ સાથે ખેલવા નીકળી છે. જરાએ અક્કલવાળું કામ નથી, તેઓ મર્દોને પોતાના દુશ્મન સમજે છે અને એમ માને છે કે સ્વાર્થી પુરૂષોએ પોતાના સ્વાર્થ ખાતર આપણને દબાવી રાખેલ છે. આ ઝગડાથી દૂર રહેવામાં જ મજા છે. ચાલો હવે ઘરે જઇએ."

તેઓ બંન્ને રસ્તા પર આગળ વધ્યા—જનાર્દને પત્ર વેચવાવાળા પાસેથી સાંજનું એક પત્ર લીધું, ઘરે ગયા બાદ તુરત જ પત્ર પર નજર નાખી, તો મોટા મોટા અક્ષરે લખ્યું હતું કે—

## વિદ્રોહી સ્ત્રીઓનો બળવો.
## લૂંટ-ફાટની તૈયારી.

વિદ્રોહી દળની મુખ્ય કાર્યકર્ત્તા સ્ત્રીએ ભાષણ આપ્યું હતું. એનો ટુંકસાર વાંચ્યા પછી જનાર્દનને જાણવા મળ્યું કે સ્ત્રીઓને શાન્તિ ભંગ કરવા માટે ઉત્તેજીત કરવામાં આવી છે. લોકોની માલ-મત્તા

લૂંટવી, મકાનો ભાંગવા, અને મુખ્ય મુખ્ય પુરૂષોના મકાનો પર હલ્લા લઈ જઈને તેનો પણ નાશ કરવો, આગો લગાડવી. આ બધો તેમનો કાર્યક્રમ છે.

આ સમાચારને વાંચ્યા પછી જનાર્દને મનમાં ને મનમાં કહ્યું હવે મારા જાણવામાં-સમજવામાં આવ્યું કે લોકો આ ઓરતોની વિરૂદ્ધ શા માટે હતા ! અશાંન્તિ ઉત્પન્ન કરવા માટે સ્રીસમાજે વધારે પડતા આગળ પગલા ભર્યા છે. સમાચાર પત્રોએ પણ અત્યાચાર-ના સંબંધમાં જે કાંઈ લખ્યું છે. તેનાથી લોકો ઉતેજીત અને તેમાં જરા પણ નવાઈ નથી. સ્રીઓ આનંદ મેળવવા સૌ કોઇ મનુષ્ય તૈયાર છે, પરંતુ એના અત્યાચારને સહન કરવા કોઈ પણ તેટલા જ તૈયાર નથી. ”

પરંતુ એ વર્તમાનપત્રના લખનારાને ખબર ન હતી કે મોટો ડાકુ સરદાર ભવાની આ સમાચારને વાંચ્યા પછી તેનો કેવો ઉપયોગ કરે છે. તે પોતાની સિદ્ધિને માટે સ્રીઓને બહેકાવી કમૂરી.

ડાકુ સરદાર ભવાનીએ એક વર્તમાનપત્ર ખરીદયું, અને સમા-ચારને ખૂબ સારી રીતે વાંચ્યા, એના પર વિચાર ચલાવ્યો, અને એની બુદ્ધિએ એક નવો દાવ શોધી કાઢયો.

ભવાનીએ મનમાં ને મનમાં વિચાર્યું કે-ઘણો સારો વખત-મોકો મળ્યો છે, હવે હું સર રામરાવની તિજોરીમાંથી પેલો કાગળ અવશ્ય લઈ શકીશ. અને એ ચોરીનું આળ-તહોમત પોલીસ ખાતુ આ વિદ્રોહી નારી પર લાવશે, અને માનશે કે એ પત્ર આ ઓરતોએ જ ગુમ કર્યો છે. અને હું સહીસલામત રહી શકીશ. ”

ભવાનીએ પોતાના ખંડની બારી ખોલીને જોયું તો, સડકપર શાંન્તિ છવાઈ ગઈ હતી, એણે આકાશ તરફ જોયું, તો કાળા વાદળાથી આકાશ ઘેરાયેલું જોવામાં આવ્યું, જરૂર આથી વધારે અંધકાર થશે. વરસાદ વરસશે. એણે માન્યું કે મારા કામ-શુભ કામ માટે આવી રાત્રીની જ જરૂર છે.

પોતાનો નિશ્ચય પાકો કરીને ભવાની બીજા ખંડમાં ગયો, અને ટેલીફોન ઉપાડીને કોઈને કંઈ કહ્યું. ત્યારપછી પોતાની મોટર તૈયાર કરવાની વરધી આપી

એ શયનખંડમાં ગયો, ત્યાં બત્તી કરી, ત્યારપછી એક ટ્રંકમાંથી થોડાક કપડા કાઢ્યા, કાંઇક વિચાર કર્યો અને અસલ કપડા કાઢી; આ ફાટેલા, તુટેલા કપડા પહેરી લીધાં કોટના કોલરને ઊંચા કર્યાં અને રાત્રીની ટોપી પહેરી બહાર નીકળી ગયો. એની મોટર દરવાજામાં જ ઊભી હતી તેમાં બેસી ગયો. એના આજ્ઞા પ્રમાણે મોટર સડસડાટ ચાલી અને એક ગલીમાં દાખલ થઈ એ ગલીમાં એક દુકાન હતી. અને એ દુકાનમાં જાતજાતની ચીજો વેચતી હતી. આ દુકાન સામે મોટર આવી ત્યારે પોતે પોતાનો ઓવર કોટ ઉતારીને મોટરમાં જ રાખ્યો. અને એ જ કપડામાં દુકાનમાં દાખલ થયો

ત્યાં નાનકડો, સુકલકડી એક રોગીયલ જેવો દેખાતો માણસ ખુરશી પર બેઠો હતો, અને એજ દુકાનદાર લુકજી હતો. ભવાનીને જોતાં જ લુકજી ત્વરાથી ઉભો થયો. અને સલામ કરતો બોલ્યો—
" આપ આવી ગયા, કહો શું આજ્ઞા છે ! "

ભવાનીએ કહ્યું—" હાં, લુકજી ! હું જરૂરી કામ માટે આવ્યો છું. હું થોડીક મામુલી વસ્તુઓ માટે આવ્યો છું, એ આપી શકશો ને ? "

દુકાનદાર લુકજીએ કહ્યુ—" કૃપા કરી અંદર પધારો. અંહિ વાતચીત કરવી એ ઠીક નહિ "

ભવાની લુકજીની સાથે બાજુની કોટડીમાં દાખલ થયો. નહિ નહિ તો પંદર મિનિટની અંદર તે એક વજનદાર બંડલ લઈને બહાર આવ્યો, અને એ બંડલને પોતાની ગાડીમાં રાખી દીધું.

અને આ વખતે રાત્રીના અગીઆર થયા હતા. ભવાનીએ મોટરમાં બેસીને ડ્રાઇવરને કહ્યુ—" હવે મને નાલંદા રોડ પર લઈ જાવ, ત્યાંથી ભારત સ્ટ્રીટ—એ શેરીના નાકા પર મારે કામ છે ! સમજ્યા, "

ડ્રાઇવરે હાથ ઊંચો કરી સલામી આપી. લગભગ અરધા કલાકમાં તો એ મોટર ગાડીને જરાએ અવાજ કર્યા વિના ઉપર જણાવેલ ગલીના નાકા પર ચતુર ડ્રાઇવરે ઊભી કરી દીધી. મોટર ડ્રાઇવરે, પોતાની જગ્યા પર બેઠા બેઠા જ કમાડ ઉઘડવાનો અવાજ સાંભળ્યો, ત્યાર પછી કોઈના ચાલતા પગના અવાજ કાને આવ્યો.

ભવાનીએ આસ્તેથી મોટર ડ્રાઇવરને કહ્યું–" હવે મકાને પાછા જાવ. "

ડ્રાઇવરે ગાડી ફેરવી, એણે પાછું વાળી જોયું તો જણાયું કે ભવાની ગુમ. ત્યારે એણે મનમાં ને મનમાં કહ્યું–" ખબર નથી પડી કે આજ એ શું કરવાના છે. લાગે છે કે એ જરૂર કોઈ નવો ખેલ ખેલશે. "

: ૩ :

સર રામરાવના ઘરના નકશાને સારી રીતે જોઇને, એના પર વિચાર કરીને ડાકુ સરદાર ભયંકર એ ભવાની વિચારી લીધું કે–મકાનમાં દાખલ થવા માટે પાછળના ભાગ સિવાય કોઈપણ રસ્તો નથી, સહીસલામત પણ નથી. આ મેલી અંધારી રાત્રીના વખતે તે પાછળના ભાગમાં ગયો, અને જે ઘોડાઓના તબેલાની છત નીચી હતી તેને છલંગ મારીને પકડી લીધી અને તેના આધારે તે બાગમાં ઊતરી પડ્યો. ફુલઝાડના પછવાડે પછવાડે તેની આડસમાં તે મૂળ મકાનના પછવાડેના ભાગ પાસે પહોંચ્યો, એણે ચોતરફ નજર કરી લીધી, ક્યાંય દીવો જોવામાં આવ્યો નહિ.

ભવાની દુકાનમાંથી જે બંડલ લાવ્યો હતો, તે તેની પાસે નહોતું, પરંતુ તે બંડલમાંના દરેક હથીઆરો તેના કોટના મોટા ખીસામાં હતા. અને કોટના ખીસા ઊંચા ઊંચા દેખાતા હતા. અંધકારમા આગળ વધતો વધતો એ એક નાના દરવાજા પાસે આવ્યો, એ દરવાજાને તાળું વાસેલું હતું. ભવાનીએ કુંચીનો એક ઝુમખો

કાઢયો, અને અંધારામાં તાળા પર હાથ ફેરવી, કુંચી શોધી કાઢી અને તુરત જ આ દરવાજાનું તાળું ઘડીના છઠ્ઠા ભાગમાં ખોલી નાખ્યું.

આ દરવાજામાં થઈને તે મકાનના પાછલા ખંડમાં પહોંચ્યો, ત્યાં બે મિનિટ ઉભો રહીને જોયું કે કયાંયથી અવાજ તો આવતો નથીને ! ત્યાર પછી તેણે ગજવામાંથી વીજળીની બત્તી કાઢી, અને પ્રકાશ કરી તે નાના ખંડને તપાસી લીધો.

ડાબી બાજુ એક દરવાજો હતો, એને ઉઘાડીને તે રસોઈ ઘરમાં પહોંચ્યો, ભવાનીએ ગજવામાંથી બૂટ ઉપર ચડાવવા રબ્બરનું ઢાંકણુ કાઢયું અને પોતાના જોડા પર ચડાવી દીધું, કે જેથી ચાલતા અવાજ થવા ન પામે. જરા આગળ વધ્યો એટલે તેની નજરે એક સીડી પડી, અને એ રસ્તે તે મોટા ખંડમાં આવ્યો સોહનલાલે તેને જે નકશો બતાવી આપ્યો હતો, તેની સહાયતાથી તે આ ભુવનના પુસ્તકાલય ખંડમાં આવી પહોંચ્યો. અને અંદરથી દરવાજો બંધ કરી દીધો. જમીન પર મોટો ગાલીચો પાથરવામાં આવ્યો હતો, બારી–બારણાં તપાસી લીધા ત્યારે એને માલુમ પડયું કે બત્તી કરવામાં વાંધા જેવું નથી.

ભવાનીએ વીજળીની બત્તી કરી અને ટેબલ પાસે પહોંચ્યો. જ્યાં સર રામરાવ પોતાનું લેખન કાર્ય કરતા હતા. ભવાની તે ટેબલ પાસે ઉભો. દીવાલમાં જડેલી તિજોરી તરફ તેનું ધ્યાન ગયું. તિજોરી ટેબલથી પાંચ જ હાથ દૂર હતી. એ તિજોરી પર ભવાનીએ વીજળી બત્તીનો પ્રકાશ ફેંકયો.

ભવાનીએ ટેબલ પાસે પડેલી ખુરશી ખેંચી અને તેના પર ખીસાની અંદરના હથીઆરો મૂકયા. આ હથીઆરોમાં એક વાંસની-ભૂંગળી જેવું હથીઆર હતું; પરંતુ તે લોઢાનું હતું પહેલાં તો એણે એ ભૂંગળીને ટેબલ પર ઊભી કરી, અને પાસેની થેલીમાંથી કાળો ઝેર, જે ઝીની રેતી જેવો લાગતો હતો તે તેમાં ભરી દીધો, ધરબો ધરબીને ભર્યો, આખી ભૂંગળી ભરી દીધી. ત્યાર પછી તેણે બીજી

એવી પણ નાની ભૂંગળી લીધી, જેમાં બે ઇંચની લાંબી બત્તી ગોઠવવામાં આવી હતી. અને તેનાથી ભૂંગળીને જોરથી, પહેલી મોટી ભૂંગળીમાં ઘુસાડી દીધી. એટલે ભૂંગળી બંધ થઈ ગઇ.

આ પછી ડાકુ સરદાર હસ્યો, અને ધીરેથી મનોગત બોલ્યો—" બસ, હવે આ બોંબથી જ મારૂં કામ સિદ્ધ થઇ જશે."

ત્યાર પછી તેણે તિજોરી ઉઘાડવાનો પ્રયત્ન કરવા માંડયો. એણે એક વિચિત્ર પ્રકારનું યંત્ર કાઢયું, અને તેની સ્પ્રીંગ દબાવી, યંત્રનો આગલો ભાગ કાબરની ચાંચ જેવો હતો. તિજોરી પાકા સ્ટીલની બનેલી હતી. એણે એક બત્તી કાઢી તેને પેલા યંત્રને મોઢાના ભાગ પર લગાવી દીધી. અને ત્યાર પછી પિચકારીની પેઠે પંપ કરવા લાગ્યો, આ બનાવ પછી તેના શરીર પર એટલી ગરમી દેખાવા લાગી કે તે પરસેવે રેબઝેબ થઇ ગયો. પરંતુ તે તેના કામથી જરાએ કંટાળ્યો નહિ. આ રીતે તિજોરી પર પેલા યંત્રથી અડધા એક કલાકમાં ગાબડું પડયું, તિજોરીનું ઢાંકણુ જુદું પડી ગયું.

હવે ભવાની તિજોરીની અંદર જોવા લાગ્યો. સોહનલાલે જે પત્ર સર રામરાવને આપ્યો હતો, તે શોધવામાં તેને જરાયે વાર ન લાગી. એણે એ પત્ર લીધો, તેને ઉઘાડીને વાંચી પણ જોયો, અને પછી પોતાના ખીસામાં સરકાવી દીધો. ખુશીથી એની આંખો ચમકવા લાગી, અને હાસ્યનું મોજું તેના ચ્હેરા પર ફરી વળ્યું.

તિજોરીમાં બીજા પણ કેટલાક કિંમતી કાગળો હતા. પરંતુ ભવાની તેને અડયો પણ નહિ. રાત ધીરે ધીરે આગળ વધતી હતી. ભવાનીને પણ ઘણું કામ હતું.

પેલા બનાવેલા બોંબને તેણે તિજોરીથી પાંચથી છ ઇંચ દૂર પર ગોઠવી દીધો.

ભવાનીએ ગાન સાથે જ કહ્યું—" બસ, આટલાથી મારૂં કામ થઈ જશે. બોંબ ફાટશે અને લોકો આ ખંડમાં આવશે ત્યારે તિજોરી

માંહેનાં અરધા કાગળો તો બળીને ખાખ થઈ ગયા હશે. અને સૌ કોઇ માનશે કે બોમ્બના ફાટવાથી જ આ તિજોરી તૂટી ગઈ છે."

ત્યાર પછી તેણે કેટલાક લાકડાના નાના કટકાઓ ખીસામાંથી કાઢયા અને ખુરશી પર અને આડા અવળા રાખી દીધા, અને ત્યાર પછી તેણે દીવાસળી સળગાવી, અને એ લાકડાના કટકાને અડાડી તેમાંથી લાલ પીળા ભડકા થવા લાગ્યા. ભવાની થોડો દૂર હટી ગયો.

એ ઝળહળતા ભડકા તરફ જોઇને ભવાની બોલ્યો-" લુકજીએ કહ્યું કે આ ભડકા રૂપ બત્તી, એક કલાક સુધી બળ્યા કરશે, એટલે મારે એક કલાક પહેલા આ ભુવન છોડી દેવું જોઈએ."

એને જવાની ઉતાવળ તો નહોતી. એટલે આસ્તે આસ્તે એ ખંડમાંથી બહાર આવ્યો, અને દરવાજો બંધ કરી દીધો, ત્યાર પછી એણે એના ખીસામાથી કપડાનું બનાવેલ ગુલાબનું ફુલ કાઢયું, અને દરવાજા ઉપર તેની સાંધમાં ખોસી દીધું. આ ફૂલ સ્ત્રી વિદ્રોહી દળનું પ્રતિક—નિશાન હતું અને ત્યાર પછી તેણે ગજવામાંથી ખડીઓ કાઢયો અને જ્યાં ફૂલ ખોસ્યું હતું તેની જ નજદિકમાં લખ્યું—" સ્ત્રીઓના માટે સ્ત્રી રાજ્ય."

ભવાની ખુશ થતો, અને આંખો ઊંડી ખેંચીને ખુંધુ હસતો આસતે આસતે બંને હાથની ચપટીઓ વગાડતો આગળ વધ્યો. અને મનમાં ને મનમાં બોલ્યો-" સ્ત્રીઓ આજ કાલ બહુ ચડી ગઈ છે, હું એક કાંકરે બે પક્ષી મારીશ, મારૂં કામ સિદ્ધ થયું, અને બદનામી સ્ત્રીઓ માથે આની જવાબદારી આવવાની, ઓરતો જાય તેના માટેની તૈયારીઓ કરતો જાઉં છું, હજી પણ કાંઇક વધારે નિશાનીઓ મૂકું તો ઠીક."

ભવાનીએ પોતાના કોટના ખીસામાંથી વાળમાં નાખવાના કેટલાક ચીપીઆઓ, સ્ત્રીઓની ટોપીમાં ખોસવાના કેટલાક સુયાઓ કાઢયા અને ત્યાં રસ્તા પર, દાદર પર વેર–વિખેર નાખી દીધા. અને ત્યાંથી

પાછો રસોઇ ઘરમાં થઈને બાગમાં આવી ગયો જ્યારે દરવાજો બંધ કરતો હતો ત્યારે એના કાને કાંઇક અવાજ આવ્યો હતો. તેને કોઇના ચાલવાનો અવાજ સાંભળ્યો હતો.

આથી ભવાની બાગના એક ઝાડી જેવા ભાગમાં આવ્યો, ત્યાંથી તેણે જોયું કે એક વિશાળ કાય કદાવર પોલીસનો માણસ ઓવર કોટ પહેરીને ચાલ્યો આવે છે.

ભવાની મનમાં ને મનમાં ડર્યો, જરાક પણ જો નીકળવામાં મોડું થયું હોત તો જરૂર પકડાઇ જવા પામત એમ તેને લાગ્યું. એ ઝાડના ઓથાણે બેઠો અને પોલીસ શું કરે છે તે સર્વ જોવા લાગ્યો. બીકના લીધે એનું હૈયું કાંપતું હતું.

પોલીસે આગળ વધીને એના હાથ માંહેલું ફાનસ ઊંચું કર્યું. અને તેનો પ્રકાશ દરવાજા પર પડયો. આ બન્યું કે તુરતજ સમય ઓળખીને ભવાની ઝાડની ઓથાણે સુઇ ગયો. ફાનસનો પ્રકાશ એ ઝાડ પર પણ પડયો, પરંતુ સુઇ જવાના કારણે ભવાની જોવામાં ન આવ્યો.

આ ટેબલ ફાન્સ બે મિનિટ સુધી બત્તી બતાવતો જ રહ્યો. અને હલાવતો હતો, ભવાનીના છક્કા છુટી ગયા હતા, એને થયું કે સિપાઇ ઝાઝો વખત ત્યાં ઉભો રહે અને તે દરમ્યાન બોંબ ફાટે તો ઘડ્યું સોનું ધૂળ જ મળી જાય ને !

સિપાઇ ઝાઝો વખત ત્યાં ન રહ્યો. ને આસ્તે આસ્તે આગળ વધ્યો. આથી ભવાની પણ ઊઠયો, અને આસ્તે આસ્તે એ પણ એજ દિશામાં દીવાલની ઓથાણે આગળ વધતો ગયો.

પોલીસ પર જ એની નજર હતી, પોલીસ જરા આગળ ચાલ્યો એટલે તેની સામેનો દરવાજો ઉઘડયો, અને પોલીસ ઇન્સપેક્ટરના દર્શન થયા. પોલીસે તેને સલામ કરી. પોલીસે તેને કાંઇક કહ્યું—અને તે આગળ વધ્યો. પોલીસ ઇન્સપેક્ટર પોતાનો દરવાજો બંધ કરી અંદર ચાલ્યો ગયો.

ભવાની સમજી શકયો કે આ જગ્યાએ આ સિપાઈની ફરજ ડયુટી છે, એટલે બીજો પોલીસ આવ્યા પહેલા આ કદાપી પણ અહિંથી હઠનાર નથી. અને કોન્સટેબલની આંખમાં ધૂળ નાખી ને બાગમાંથી બહાર નીકળવું એ પણ એટલું સ્હેલું નથી. અને વધારે વખત બાગમાં છુપાઈ રહેવાની પણ તેને હિંમત ન ચાલી. બોંબ ફાટે, સૌ લોકો જાગી જાય, અને કોઇ પણ મને જોઈ જાય તો બધું તૈયાર કરેલું કામ બગડી જ જાય ને !

ભવાનીએ પોતાનો ઓવર કોટ ઉતાર્યો. અને તે પોલીસ તરફ આગળ વધ્યો, શિકારી બિલ્લી જેમ શિકાર પર જોર–શોરથી જતી હોય પણ પગનો અવાજ ન થવા દે તેમ ભવાની પણ પગનો અવાજ કર્યા વિના આગળને આગળ વધતો હતો.

પોલીસ દીવાલનો ટેકો લઈને ઊભો હતો. ભવાની આસ્તે આસ્તે તેની પછવાડે પહોંચ્યો, સિપાઈ ન સમજી શકયો કે જે બાગ અને તેની આસપાસની જગ્યામાં બત્તી કરીને જોયું છે, ત્યાંથી કોઇ માણસ આવતું હોય ! ભવાની પોલીસથી બે જ હાથ દૂર રહ્યો, ત્યારપછી એણે એવી સીફતથી અને જોરથી છલંગ મારી કે સીધો તે પોલીસ પર પહોંચ્યો અને કાંઈ પણ અવાજ થાય તે પહેલાં તો ધરમૂળથી એનું ગળું દબાવી દીધું, એણે ભવાનીના પંજામાંથી બચવા કોશીષ તો કરી, પરંતુ કાંઇ ન બની શકયું. બન્ને વચ્ચે બથમબથ્થા ચાલી.

સિપાઇના શરીર પર મોટો વજનદાર ઓવર કોટ હતો. ત્યારે ભવાનીના શરીર પર કપડાનો ભાર ન હતો, એણે પોલીસને પટકી દીધો અને તેની છાતી પર ચડી બેઠો, અને ગળાને એવી સખત રીતે દબાવ્યું કે તેનો શ્વાસ રોકાવા લાગ્યો. એની જીભ બહાર નીકળી પડી, એની આંખો પણ ઉઘડી ગઈ, છેવટે એ બેહોશ બની ગયો. અને તેના બન્ને હાથ ઢીલા પડીને જમીન પર પડયા. ત્યારે ભવાનીએ તેને છોડી દીધો અને ઉભો થયો, અને તેના તરફ જોઇને મનોમત

બોલ્યો–" હાં, તું જુવાન છે, તને કાબૂમાં લેવા માટે મારે બહુ મહેનત કરવી પડી છે, તેં વજનદાર ઓવર કોટ પહેર્યો ન હોત તો મારે વધારે મહેનત કરવી પડત, છતાં મારા હાથે તારી સરસ માવજત થઈ છે, ભવાનીને પકડવો સહેલો નથી. "

ભવાની જરા પાછો ગયો અને પોતાનો ઓવર કોટ ઉપાડી લાવ્યો, ત્યારબાદ તેણે કોન્સટેબલનો કોટ અને ટોપી પહેરી લીધા જે એને બરાબર બંધ બેસતા થયા. એણે કોન્સટેબલનું રૂપ ધારણ કર્યું અને હસીને કહ્યું–" હવે ભવાની કોન્સટેબલ છે, રૂપ બદલવાથી કેટલાક કામ સહેલા બની ગયા. "

આ કોન્સટેબલે ટોપીને એવી રીતે પહેરી કે મોઢાનો મોટો ભાગ છુપાયલો જ લાગે અને ત્યારપછી એ વિના સંકોચે સડક પર રવાના થયો થોડે દૂર ગયા પછી તેને એક બીજો કોન્સટેબલ જોવામાં આવ્યો એટલે આણે રસ્તો બદલ્યો, અને આ રીતે તેને ચાર કોન્સ-ટેબલ મળ્યા. આથી ભવાનીએ વિચાર્યું કે જરૂર કોઈ ખાસ કામને માટે જ આમને રોકયા લાગે છે.

ભવાનીએ મનમાંને મનમાં કહ્યું–" સિપાઈઓનો મોટો સમુહ આદિ પહેરો ભરી રહેલ છે, અગર જો કોન્સટેબલનો પોશાક ન પહેર્યો હત તો, જરૂર પકડાઈ જવા પામત. વિદ્રોહી દળની ઓરતોથી બચવા માટે સર રામરાવના મકાનની રક્ષા માટે આ દળ આદિ નિયુક્ત કરવામાં આવ્યું લાગે છે.

ભવાની તો મોટા મકાનો તરફ જોતો પોલીસની જેમ અક્કડ છાતી કરીને પગલાં ભરતો ચાલતો હતો. રસ્તામાં એક–બે માણુસો સામા મળ્યા તેણે પોલીસનો આદમી માન્યો. અને એના તરફ ધ્યાન આપ્યું ન હતું.

આગળ ચોકમાં કેટલીક ટેકસીઓ જોવામાં આવી. ટેકસીઓમાંથી કેટલીક સ્ત્રીઓ બહાર આવી અને એક બાજુ ચાલવા લાગી. પોતાની નજદીકથી એક ટેકસી પસાર થઈ તેને ભવાનીએ રોકી, ટેકસી ડ્રાય-

વરે પોલીસ સમજી ગાડી રોકી અને કહ્યું–" આ બધી સ્ત્રીઓ ટાઉન હોલમાં આવી છે, મેં કાંઇ કાયદા વિરૂદ્ધ કામ કર્યું નથી. ઓરતો બહા જાલીમ છે. મારીને તો કાંઈ વિસાતમાં ગણતી જ નથી."

ભવાનીએ કહ્યું-" બહુ વધારે કાંઇક કરશે તો, કેસ જ કરવો પડશે. અને સ્ત્રી સમજીને તેના પર દયા બતાવવામાં નહિ આવે."

ટેક્સીવાળાએ કહ્યું–" આ બધી પીંજણ કરવાનું ફળ તો મળે જ ને ! સ્ત્રી જાતે આવું કરવું એ જ વ્યાજબી નથી."

સડકથી દૂર એક મેદાન હતું ત્યાં બધી સ્ત્રીઓ જમા થઈ ગઇ, એમ ભવાનીએ જોયું.

આ દૃશ્ય જોઇને ભવાની બહુ આનંદમાં આવી ગયો. એણે પોતાના મનને જ કહ્યું–" આ ઠીક વખતસર જ મેદાન પર ભેગી થઇ છે. મેં જે કાંઈ કર્યું છે. તેમાં એ જરૂર ફસાઇ જ જવાની, અને ન ફસાય તો મારૂં નામ ભવાની નહિ."

ભવાની પગપાળો જ આગળ વધ્યો. એ વીસ–પચ્ચીસ પગલાં આગળ ગયો હશે કે બહુ જ મોટો અવાજ સંભળાયો. જાણે બોમ્બ ફાટયો. આખો મહોલ્લો હચમચી ગયો, ચારે તરફ શોર બકોર થઈ ગયો. ભવાની ત્યાંથી ત્વરાથી દૂર ચાલ્યો ગયો. એણે માન્યું કે એનું કળા–કૌશલ્યતા ભર્યું કાર્ય અફળ ગયું નથી. બધોએ અપરાધ વિદ્રોહી સ્ત્રીપર આવશે. અને ભૂલથી પણ કોઇ આદમી ભવાનીનું નામ પણ નહિ લ્યે એનું કામ સિદ્ધ થયું, હવે એ નિશ્ચિંત હતો.

એકાએક એ જ વખતે તેને જનાર્દન યાદ આવ્યો, ક્રોધથી તેનો ચહેરો લાલ લાલ થઈ ગયો, પરંતુ બે પરવાઈથી તેણે ત્વરાથી ચાલવા માંડયું.

: ૪ :

ભીષણકાંડી, હત્યા નરપિશાચ ભામટા ભવાનીએ પોતે બીછા-વેલી જાળમાં વિદ્રોહી સ્ત્રીઓ ફસાવાની છે એમ એને પૂરો વિશ્વાસ

આવ્યો, આવા દુઃખભર્યા ફંદમાં સ્ત્રીઓ ફસાય તેમાં તે દુઃખી થવાને બદલે રાજી થયો, એ નિશ્ચિંત થઇને પોતાના બીજા કામે લાગ્યો.

સમાજમાં બળવો પેદા કરનારી ઓરતનું એક જૂથ સર રામરાવના મકાનની નજદિકના એક ચોગાનમાં ભેગું થાય છે, એ જાણ્યાં પછી પોલીસોના માણસો તેની આસપાસ ફરતા હતા, અને તેના પર નજર રાખતા હતા. રાત્રીના શાંતિભંગ ન થવા પામે માટે સર રામરાવે પોલીસનો પણ બંદોબસ્ત કર્યો હતો. આ જાણવા પછી સ્ત્રીઓ નિરૂત્સાહ બની ગઇ હતી.

આ સ્ત્રીઓનાં સંઘની વડી સ્ત્રીએ કહ્યું—" બહેનો ! આપણાં કામમાં વિઘ્ન નાખવા માટે આ બધી તૈયારીઓ કરવામાં આવી છે. પરંતુ આપણે એવી ડરપોક કે કાયર ઓરતો નથી કે ચાલ્યા જઇએ. રાજનૈતિક ક્ષેત્રમાં સ્ત્રીઓનો અધિકાર કાયમ કરવા માટે કોઇ એવી દિલદુબળી સ્ત્રી નથી કે પગ પાછો ધરે ! અમો અમારા કર્તવ્યને શ્રેષ્ટ માનીએ છીએ."

એક સામટો જવાબ મળ્યો—" નિર્બળ કોઇ નથી–કોઇ નથી-કોઇ નથી " મુખ્ય સ્ત્રીએ કહ્યું—" ઠીક છે. આપણે બધાએ સર રામરાવના દરવાજા પર જવું જોઇએ, પરંતુ સરીઆમ, આમ ઉઘાડા રસ્તે જવું એ મુશ્કેલ છે, આપણાં રસ્તામાં પોલીસ અવશ્ય વાંધો ઉપસ્થિત કરવાની જ, એ મકાનની પાછળ વાડો છે, એટલે ગુપ્ત રસ્તે આપણે ત્યાં પહોંચી શકીશું. સર રામરાવે એ બાગમાં, સ્ત્રી અને પુરૂષોને અનેક વાર પાર્ટીઓ આપી છે. હું પણ ત્યાં જઇ આવેલ છું. ગુપ્ત રસ્તો જાણું છું, એટલે આપણા સમુહની અંદરથી અંદરથી એક ભાગ પોલીસ પર દેખરેખ રાખે અને હું બીજો ભાગ લઇને પેલા બાગમાં પહોંચી જાઉં."

એક સુન્દર સ્ત્રીએ આગળ આવીને કહ્યું—" માયા બ્હેન ! હું તો આપની સાથે આવવા તૈયાર છું."

ત્યારપછી સ્ત્રીઓનો એક ભાગ પોલીસની પાછળ લાગ્યો, બીજા વિભાગમાં માયા બ્હેન હતા, તે કેટલીક સ્ત્રીઓને લઇને સર રામરાવના બાગના પછવાડે પહોંચ્યા. એમને હતું કે દરવાજો બંધ હશે, પરંતુ પાછળનો દરવાજો ખુલ્લો હતો, એમણે ચારે તરફ જોયું. કોઇ જોવામાં ન આવ્યું, એટલે માત્ર ત્રણ જ સ્ત્રીઓએ બાગમાં પ્રવેશ કર્યો.

થોડા જ વખતમાં તે ભુવનના પછવાડેના ભાગ પર આવી ગઇ અને ત્રણેના હાથમાં નાના નાના પાકીટો હતા. અને તેમાં નાના નાના પત્થરો ભર્યા હતા, એમનો વિચાર એવો હતો કે આ પત્થરથી ભુવનની બારીઓના કાચ તોડીને પોતાનો અધિકાર બતાવવો. અને આમાં આપણો વિજય થશે, એટલે સ્ત્રીઓને—ગવર્મેન્ટ ખાતામાં નોકરીઓ મળવા માંડશે અને પુરૂષો રસોડામાં ગોંધશે આમ માયા બેન વિચારમાં ને વિચારમાં આગળ વધતા હતા.

પછી ત્રણેએ પોતાની સાથેના પાકીટમાંના પાણાઓ કાઢયા, ઉત્સાહ અને જોશના લીધે તેઓના શરીર ધ્રુજી ઉઠયા, એમની આંખો આનંદથી ચમકવા લાગી, બહારગામથી પણ આમા કેટલીક સ્ત્રીઓ પોતાનું નામ ઉજ્જવળ કરવા આવી હતી, તેમાં પૂર્વ પરિચિત જયા બ્હેન પણ હતા. પરંતુ તેઓએ એ વિચાર નહોતો કર્યો, કે આનું છેવટનું પરિણામ શું ! દરેકે પત્થર ફેંકવા માટે પોતાના હાથ ઊંચા કર્યા, એટલે માયા બ્હેને કહ્યું—" એક–બે–ત્રણ. કહેતાંજ સર્વના ઘા એક સામટા જ સાથે પડવા જોઇએ. જયા બ્હેનના ઘાથી સર રામરાવના રસોઇ ગૃહનો મોટો કાચ ભાંગીને ભુક્કો થઇ ગયો. વળી પાછા આ ત્રણેએ પોતાનો હાથ પાકીટમાં નાંખ્યો, પરંતુ પત્થરો કાઢે તે પહેલા બોમ્બના ધડાકાથી સર્વના કાનોમાં કંઇક થવા લાગ્યું, ભુવન અને બાગ બંને ધ્રુજી ઉઠયા.

આ અવાજથી માયા બ્હેનનો ઉત્સાહ સાવ ગળી ગયો, ડરના લીધે તેનાથી રાડ પડાઇ ગઇ, બારી બારણાના કાચો તડાતડ પડવા

સાથે સાથે ઘરમાંથી કોલાહલ પણ સંભળાયો, અને બુમો સંભળાઈ કે " બોમ્બ, આગ, સર્વનાશ. " માયા બ્હેને પોતાની સંગાથીને કહ્યું–" સમજાતું નથી કે આ મામલો શું છે ! આગ કેમ લાગી ! નક્કી કાંઈક અચાનક બન્યું છે. હવે, આપણે આંહિ થોભવું ન જોઈએ. બહાર ચાલો, આંહિ જો પકડાઈ જશું તો મુશ્કેલીમાં મુકાશું. "

માયા બ્હેન ઉતાવળા ભાગ્યા અને એક યુવાનને પણ મહાત કરે તે રીતે દોડયા, બધા બાગના દરવાજા પાસે પહોંચી આવ્યા, ત્યાં તેઓએ એક માણસને બેહોશ દશામાં પડેલો જોયો.

જયાએ માયા બહેનને આશ્ચર્ય સાથે પુછયું–" આ કોણ છે ! બેહોશ લાગે છે."

માયા બહેને ગભરાટથી કહ્યું—" એ જાણવાથી કાંઇ ફાયદો નથી, બચવું હોય તો જલદી ભાગો, કોઇ જોઈ જશે તો, આપણને બચાવી શકનાર કોઈ નથી."

જયાએ ઘૃણાથી કહ્યું—" વિપતમાં પડેલાને આંહિ જોયા છતાં ચાલ્યા જવું એ વ્યાજબી નહિ, તમો જાવ, આને હોશમાં લાવ્યા વિના હું આગળ વધનાર નથી. આપ અમારા દળના અધિષ્ઠાતા છો, ભય તમારે માટે છે, માટે તમો જલદી રવાના થઈ જાવ. "

આ અપમાન હતું, માયા બ્હેનને લાગી તો આવ્યું. એટલે તેણે ભાગવાને બદલે બેહોશ કોન્સટેબલને ઉપાડી લીધો. કોન્સટેબલે કંઈક અવાજ કર્યો, અને આંખો ઉઘાડી, એ કાંઇક હોશમાં આવ્યો હોય એમ લાગ્યું.

માયા બ્હેને એના મોઢા તરફ જોઈને કહ્યુ–" તમો કોણ છો ! અને આ રીતે અહિં ક્યાંથી પડયા હતા ! "

કોન્સટેબલ કાંઇ પણ જવાબ આપે તે પહેલા તો તેમણે કોઇના આવતા પગલાનો અવાજ સાંભળ્યો, અને જોયું તો પોલીસ ઇન્સપેકટર-નો પોષાક પહેરી આવતું કોઇક જોવામાં આવ્યું. તેના પગલા આ તરફજ આવતા હતા.

ઈન્સપેક્ટરને આવતો જોઈને ગામડાની રહેવાવાળી જયાના મોઢામાંથી હલકી ચીસ નીકળી પડી. ઈન્સપેક્ટરના હાથ માંહેલી બત્તીનો પ્રકાશ પહેલા જયાના ચહેરા પર પડયો. ત્યારપછી જમીન પર પડેલા કોન્સટેબલ ઉપર પ્રકાશ પડયો. ઈન્સપેક્ટરે જોયું કે એક ભરાવદાર ઓરત, આ પહેરેદારના મસ્તકને પોતાના ખોળામાં લઈને બેઠી છે.

ત્રણે સ્ત્રીઓને જોયા પછી ઈન્સપેક્ટરે કઠોર શબ્દમાં પૂછ્યું—" મને આશા નહોતી કે હું તમને આંહિ કેદ પકડી શકીશ ! " ત્યાર પછી એણે પાછળ ફરીને કોન્સટેબલને સાદ કર્યો—" અપરાધિનીઓને કેદ કરો."

આ અવાજ સાંભળીને છ કોન્સટેબલો દોડતા આવ્યા. અને ત્રણે ઓરતોને કેદ કરી લેવામાં આવી. ઈન્સપેક્ટરની નજરમાં આ સ્ત્રીઓ દોષિત ન હતી. છતાં પોલીસો તો માનતા હતા કે આ ત્રણેયે જ બોમ્બ ફેંકયો છે. રાત આખી હેરાન થએલા પોલીસો આ ત્રણે સ્ત્રીઓ તરફ ઘૃણાની નજરે જોતા હતા.

માયા બ્હેને ગંભીર અવાજે ઈન્સપેક્ટરને પુછ્યું—" આપ કહેશો કે અમોને કયા અપરાધ માટે પકડવામાં આવેલ છે ! "

સર ગમરાજની લાયબ્રેરી ખંડની બારીઓમાંથી અગ્નિની ઝાળો હજી નીકળતી હતી. અને ઈન્સપેક્ટરે તેના તરફ આંગળી ચીંધી કહ્યું—" તમારા અપરાધનું પ્રમાણ જુઓ, આવું કુકર્મ કર્યા છતાં પોતાના અપરાધનું કારણ પૂછતાં શરમ નથી આવતી ! "

માયાબ્હેને આગની બહાર આવતી ઝાળ તરફ જોઈને કહ્યું—" હાય ! હાય ! તમો એમ માનો છો કે આ અપરાધ અમોએ કર્યો છે ! "

ઈન્સપેક્ટરે કહ્યું—" જરૂર. કેદ પકડયા પછી આમ લટુડા-પટુડાવેડા કરવાં એ કયાંનો ન્યાય ! અને એમાં શું ફાયદો ! તમારા હાથે ખૂન થઈ જાય તો પણ કાંઈ નવાઈ નથી. "

માયાબ્હેન-" અમારૂં ગાંડપણ. "

ઇન્સપેક્ટર-" આ કામ કરીને ભાગતા પકડાઇ ગયા છે, છતાં હજી કબુલત કરવાની પડી નથી, એ પણ આશ્ચર્યની વાત છે. થોડા વખત પહેલા સર રામરાવના મકાનમાં બોમ્બ ફાટયો છે, તેનો અવાજ તો સાંભળ્યો છે ને ! એ ખંડનો તો નાશ થઇ ગયો છે, અને બોમ્બના કારણે ચારે બાજુ આગ લાગી છે, અત્યારે તો બંબાવાળાઓ આગ ઓલવવાની મહેનત કરી રહ્યા છે, છતાં આગ હજી કાબૂમાં નથી આવી. "

ત્યારપછી ઇન્સપેક્ટરે પોલીસોને આજ્ઞા આપી-' અપરાધીઓને થાણા પર લઈ ચાલો, હું સર રામરાવને આ સમાચાર આપીને આવું છું. "

પોલીસો આ સ્ત્રીઓને લઇને થાણાં તરફ ચાલ્યા. મેદાનમાં ઉભેલા હજારો લોકોએ આ જોયું, ત્યાં માત્ર આ જ ચર્ચા ચાલતી હતી. વાતનો સાર એક જ હતો કે. વિદ્રોહી સ્ત્રીઓને સર રામરાવના મકાનને ઉડાડી દેવું હતું, અને એના પરિણામ રૂપે આ આગ લાગી છે.

ત્રણે સ્ત્રીઓને લઈને પોલીસો મેદાનમાં આવ્યા અને આ જોતાંજ કેટલાક ઉત્તેજીત બનીને બોલ્યા-" જુઓ ! જુઓ ! પોલીસોએ વિદ્રોહી સ્ત્રીઓને ગિરફતાર કરી લીધી છે. "

આ સાંભળીને ચારે તરફ શોરબકોર વધી પડયો. સેંકડો માણસો બોલી ઊઠયા. આ બધી વિદ્રોહી છે. કોઇને શાંતિથી રહેવા પણ નહિ દે ! એ એના મનમાં શું સમજે છે ! એને તો અહિં જ દાટી દો."

અને એજ વખતે કોઈ હલકા ખવાસનો આદમી ભીડને ચીરીને માયા બ્હેન સામે આવ્યો અને હાથ ઉગામીને કહેવા લાગ્યો:

" આ કાળા મોઢાઓ દેખાડતા શરમાતી નથી, મનમાં તો એમ થાય છે એ ઠોંસો લગાવીને મોઢાના દાંત પાડી નાખું. "

એને મારપીટ કરવા માટે તૈયાર થએલ જોઇને પોલીસે દૂર

કાઢયો, ત્યાં તો બીજા વીશ-પચ્ચીસ માણુસો ઘેરી વળ્યા, મહા મુશ્કેલીએ પોલીસોએ તેમને દૂર કર્યા; અને પોલીસ આગળ વધી; એ વખતે એક માણુસે જોરથી કહ્યું-“ આ પાજીઓએ જે આગ લગાડી છે, તેમાં એક માણુસનું મૃત્યુ થયું છે. ” આ વાત જૂઠી હતી, પરંતુ આવા વખતે સાચ કે જૂઠાનો કોણુ વિચાર કરે છે ! પરંતુ આ સાંભળીને સમુદાય ક્રોધે ભરાયો, અને “ મારો-મારો ” કરતા સ્ત્રીઓ પર હુમલો કરવા તૈયાર થઈ ગયા. આ મામલાને સંભાળવો પોલીસ માટે કઠણુ હતો, પોલીસો એ ઓરતોને વચ્ચે રાખી પોતે તેના આડા કુંડાળું વળી ઊભા. અંતે એ રીતે જ આસ્તે આસ્તે આગળ વધતા હતા. બીકના લીધે જવાનું મોઢું પડી ગયું હતું. એને તો એમ જ હતું કે આ ઉશ્કેરાયેલી જનતા આપણુા ખૂન કરશે.

આટલો બંદોબસ્ત છતાં દરેકની પીઠ પર બે-ચાર ધબ્બા તો લાગીજ ગયા, પરંતુ પોલીસ લોકોની કુનેહથી કાંઈ વધુ બનવા ન પામ્યું અને જ્યારે પોલીસલોકો ચોકી પર લાવ્યા ત્યારે માયા બ્હેનની જબાન ઉઘડી અને કહ્યું—“ આ મનુષ્યો છે કે પશુ ! બધા પાગલ થઇ ગયા છે, અમારા ખૂન કરવા તૈયાર થઇ ગયા હતા. અસહાય ઓરતો પર અત્યાચાર કરતાં એમને શરમ ન આવી ! ”

એક સિપાઇએ કહ્યું—“ આ વખતે તો તમારો જીવ બચી ગયો છે. અમો જ જાણીએ છીએ કે કેટલી મહેનતથી તમોને બચાવીને લાવ્યા છીએ, કેટલીએ થપ્પડો અને ઠોંસાઓ અમારા પર પણુ પડયા છે.”

પોલીસ ઓફીસે આવ્યા પછી, પોલીસ સુપ્રી એ પોતાના ખંડમાં હાજર કરવાનો હુકમ કર્યો-ટેલીફોન દ્વારા ઈન્સપેક્ટરની બધી વાત સાંભળી લીધી હતી. ત્રણે સ્ત્રીઓ અંદર આવી અને તેઓને જોઈને પોલીસ સુપ્રી. એ કહ્યું. “ તમોએ સહનશીલતાની પરિસિમા વટાવી દીધી. માયા બ્હેન ! તમોએ જે કામ આજે કર્યું છે તે ઘણું ભયાનક છે, તમોએ સર રામરાવને જ માત્ર નુકસાન કર્યું છે. એમ

ન માનતા, એમની પાસેના કેટલાક કિંમતી દસ્તાવેજો નાશ થવાથી આપણી સરકારને પણ નુકશાન થયું છે. ”

માયા બ્હેને કહ્યું–“ મહાશય, આપ ભ્રમમાં છો. હું અગર તો મારી સંગાથીની આ કાર્ય વિશે જરાએ જાણતા નથી, એટલી વાત સત્ય છે કે અમોએ તેના બાગમાં પ્રવેશ કર્યો. પરંતુ તેનું આ રીતનું નુકશાન કરવાના વિચારે દાખલ થયા ન હતા. બોમ્બ સાથે અમારે. કાંઈ સંબંધ નથી, મારા સગાથીની પણ નિર્દોષ છે. ”

ત્યારપછી જયા બ્હેને પણ કહ્યું–“ માયા બ્હેન સાચું કહી રહ્યા છે. માત્ર એક બારીનો કાચ મેં તોડયો છે. ”

સુપ્રી. કહ્યું—“ સર રામરાવના બંડને આગ લગાડવા માટે બોમ્બ ફેંકવાનો તમો ઇનકાર કરો છો ? ”

માયાબ્હેને કહ્યું—“ અમારા પર આ શંકા લાવવમાં આવે છે તે તદ્દન ખોટી છે. અમારામાંથી કોઇએ આ કામ કર્યું નથી, અમો તો બારી બારણાના કાચ તોડવા માટે બાગમાં દાખલ થયાં હતાં. અમારૂં કામ શરૂ કરીએ તે પહેલા તો બોંમ્બ ફૂટયો. અને તેનો અવાજ દૂર સંભળાયો, અને બોંમ્બ ફૂટવા પહેલા થોડીક જ મીનીટ પહેલા અમો ત્યાં ગયા હતા. સુપ્રી. કહ્યું–“ તમારે જે કાંઈ કહેવું હોય તે માજીસ્ટ્રેટને કહેજો, મને તમારા કથન પર વિશ્વાસ નથી. ”

આટલું કહીને સુપ્રી. ઘંટી વગાડી. એક કારકુન અંદર આવ્યો. તેને કહ્યું–“ આ બધાના નામ લખી લ્યો અને જડતી લેનાર સ્ત્રી જમાદારને કહો કે એની જડતી લ્યે. કારકુને નામ લખીને સર્વને જુદા જુદા ખંડમાં મૂકી દીધી. દરેક ખંડમાં તે માત્ર એક જ હતી. અન્ય કોઇ ન હતું. જયા બ્હેનને એકાંત મલવાથી તે વિચાર કરતી હતી, એને ચિંતાએ ઘેરી લીધી હતી. તે વખતે જડતી લેનાર સ્ત્રી અંદર દાખલ થઇ તેના મોઢા પર ક્રોધ હતો, તેણીએ દાખલ થતાં જ જયા તરફ કરડી નજરે જોયું, એની આંખમાં દયાનો છાંટો ન હતો, એણે જયાની

જડતી લીધી, પછી તેના ખિસ્સા જોયા. તેમાથી એક વીઝીટીંગ કાર્ડ મળ્યું અને તેના પર જનાર્દનું નામ હતું.

જડતી લેનારે મોઢું ચડાવ્યું. નાકનું ટેરવું ઉંચું કર્યું અને કહ્યું–" મિ. જનાર્દન ! આ ભલા માણુસ સાથે તમારે ઓળખાણુ છે ? "

જયાએ કહ્યું—" હા, છે–જરૂર છે. "

જડતી સંપૂર્ણ થયા પછી જડતી લેનાર બાઈ સુપ્રી. ના ખંડમાં ગઈ અને પેલું કાર્ડ તેના ટેબલ પર મૂકતાં કહ્યું–" આ ત્રણ અપરાધિનીઓમાં એક મી. જનાર્દનની પિછાનવાળી છે. "

પો. સુપ્રીએ કાર્ડ હાથમાં લીધું અને મોટા અચરજમાં પડયો. આ પોલીસ સુપ્રી. મી. રમેશ જનાર્દના મિત્ર હતા. એણે જડતી લેનાર બાઈને રજા આપી. મી. રમેશે ટેલીફોન કર્યો, પરંતુ તે વખતે મી. જનાર્દન હાજર ન હતા. છતાં પાછો વિચાર કરીને ફરી વખત લાઈન ચાલુ કરી. એને એમ થયું કે જનાર્દન કયાંઈ સૂઈ રહ્યા હોય ! એણે લાઈન ચાલુ જ રાખી, થોડા વખત પછી જવાબ મળ્યો, ' એલાવ ! '

" હું રમેશ–"

" હું જનાર્દન."

" તમો પોતે જનાર્દન ? "

" હા, હું પોતે "

" જુઓ આટલી મોડી રાતના તમોને જગાડવા પડયા તે બદલ ક્ષમા. એક એવા સમાચાર મળ્યા છે કે–આપની પિછાણુવાળી ઓરતે, વિદ્રોહી દળવાળી ઓરત સાથે મળીને ભયાનક ઉપદ્રવ મચાવ્યો છે, અમોએ તેને હાથ કરી છે."

જનાર્દન—" સાફ, સાફ કહો કે મારી પિછાણુવાળી ઓરત કોણ છે ! "

મી. રમેશ—" જુઓ, સાંભળો ! સર રામરાવના લાયબ્રેરી ખંડમાં બોમ્બ ફાટયો, ખંડની તદ્દન નાશ થઈ ગયો છે, સમજ નથી પડતી કે આ વિદ્રોહી સ્ત્રીઓ આ મકાનમાં દાખલ શી રીતે થઈ ! "

ચારે તરફ મજબુત પહેરો ગોઠવવામાં આવ્યો હતો. છતાં વિદ્રોહી સ્ત્રીઓ બાગના પાછળના ભાગમાં થઈને અંદર દાખલ થઈ હતી. અને એક ઈન્સ્પેકટરે તેને બાગમાં જ ગિરફતાર કરી છે. બોમ્બનો ધડાકો થયા પછી એ નાસવાનો પ્રયત્ન કરતી હતી. અને ત્રણુ સ્ત્રીઓને પકડવામાં આવી છે, તેમાં એક તમારી ઓળખાણુવાળી હોવાનું જણાયું છે.

મી. જનાર્દને પુછ્યું—" શું વાત કરો છો ! મારી પીછાણુ-વાળી! એનું નામ શું ?

મી. રમેશે હસતા હસતા જવાબ આપ્યો—" એ એક સુન્દર યુવતી છે, સાચું કે ખોટું પણુ એણે એનું નામ એણે જયા બતાવ્યું છે."

મી. જનાર્દનને યાદ આવ્યું કે આ યુવતી એજ છે કે જેની રક્ષા પેલી સભામાં કરવામાં આવી હતી; તેને કાર્ડ આપવામાં આવ્યું હતું."

થોડો વખત મૌન ધારણુ કર્યા પછી મિ. જનાર્દને કહ્યું—" ઠીક, એને પકડીને પોલીસ ચોકી પર લાવવામાં આવેલ છે ને ! તે બીજી ઓરતો સાથે બાગમાંથી પકડાઈ ગઈ છે!"

મિ. રમેશ—" હા. એણે કબૂલત પણુ આપી છે કે, પોતે પથ્થરથી એક બારીનો કાચ પણુ તોડયો છે. મને તો એ વધારેમાં વધારે અપરાધીની લાગે છે. એ છૂટી જવા પામે એમ મને લાગતુ નથી"

મિ. જનાર્દનને એનો સુન્દર ચહેરો યાદ આવ્યો, એની મીઠી મીઠી વાણી યાદ આવી. એ ગામડાની રહેવાવાળી છે, વિદ્રોહી સ્ત્રીઓ સાથે મળીને એણે બહુ દુઃખ ભોગવ્યું, આખો દિવસ એ ભૂખી રહી હતી. અસહાય અબળાની વિતક વાર્તા યાદ આવતાં જનાર્દનનું હૃદય ભરાઈ આવ્યું, અને એને બચાવવાનો વિચાર કર્યો, જનાર્દને કહ્યું—" જુઓ ! મારી ઇચ્છા ત્યાં આવીને તમારી મુલાકાત કરવાની છે."

રમેશ—" તમારી જગ્યાએ હું હોત તો ગભરાઈ ન જાત ! રાત્રીના વખતે આવવું તમને માફક આવશે ?"

જનાર્દને કહ્યું—" તમારી વાત સાચી છે, પરંતુ આજ કેટલાય દિવસો થયા, પથારીમાં આંખો બંધ કરીને પડ્યો જ રહું છું, —નિદ્રા જ નથી આવતી, એટલે આમ હરવા-ફરવાથી ફાયદો થવાનો, અને આ સિવાય આ સ્ત્રી માટે મારા દિલમાં દયા છે, અત્યારે ત્યાં આવીને તેના સાથે કંઈક વાતચીત તો થશે. આપને એમાં કશી હરકત નહિ આવે, તેનું ઘર તો આનંદ ભુવનની નજદીક છે, જ્યાં તેના જાણુ-પિછાણુવાળા છે, એ પણ ગભરાયલા હશે! એટલે મારી મુલાકાતથી તેને અને તેના સગાને સાન્તવન મળશે."

રમેશે જનાર્દનની વાતનો કંઈ જવાબ ન આપ્યો. માત્ર એટલુંજ કહ્યું-" સારૂં! ત્યારે એમ જ કરો—જે કારણોથી નિદ્રા નથી આવતી તે રોગ મને નથી થયો. અને એથી આપ એમ ન માની લેતા કે મને દુઃખ થશે. આપ જલદી આવો—વખત ન લગાડો."

થોડા વખત પછી કનૈયો આંખો ચોળતો એ ખંડમાં આવ્યો, અને કહ્યું-" હું તો સૂઈ ગયો હતો, એકાએક નિદ્રા ઊડી ગઈ, એવું લાગ્યું કે જાણે તમો ક્યાંક બહાર જવાની તૈયારી કરો છો, અને મને બોલાવી રહ્યા છો."

જનાર્દને હસીને કહ્યું-" જૂઠો! તું તો મારી વાતચીત સાંભળી રહ્યો હતો."

: ૫ :

સર રામરાવના મકાનના એક મોટા ખંડમાં બે માણસો, સામસામા ઊભા રહીને વાતો કરી રહ્યા હતા. તેમાં એક જનાર્દન અને બીજા આ સ્થળની જવાબદારી લેનાર પોલીસ ઇન્સ્પેક્ટર હતા.

ઇન્સ્પેક્ટરે કહ્યું-" જુઓ મિ. જનાર્દન! આ બનાવ એટલો સાફ સાફ દેખાય છે કે તેમાં ક્યાંય સદેહને સ્થાન નથી. વિદ્રોહિઓઓને ભાગતી વખતે જ પકડવામાં આવી છે. બોમ્બનો અવાજ સાંભળતાં જ મેં કોન્સટેબલોને મારી પછવાડે આવવાનું કહીને મેં

આ બાગમાં પ્રવેશ કર્યો. બાગનો પહેલો દરવાજો છે આ પાછળના બાગમાંથી આ ઓઓને મેં ભાગતા પકડી છે, એ વખતના અભાવે બાગમાંથી બહાર નીકળી શકી નહિ.''

બંબાવાળાઓની અથાગ મહેનત પછી આગ બુઝાવવામાં આવી હતી. અને આ તમાશારૂપ દ્રશ્ય જોવા માટે ત્યાં ઘણી માનવ-મેદની ભેગી થઈ હતી. એમને દૂર રાખવા માટે પોલીસને ઘણી મહેનત કરવી પડી હતી, અને આગ બુઝી ગયા પછી માણસો વખરાઈ ગયા હતા.

કનૈયો તો જનાર્દનની પાસે જ ઊભો હતો. એણે જોઇ લીધું કે જનાર્દનને ઇન્સપેક્ટરની વાતમાં કાંઇ રસ લાગતો નથી. તેઓ તો નીચી આંખો કરીને કાંઇક વિચારી રહ્યા હતા.

જનાર્દને કંઇક વિચાર કરીને ઇન્સપેક્ટરને કહ્યું–'' જુઓ ઇન્સપેક્ટર! તમો અપરાધીનીઓની બાબતમાં નિસંદેહ થઇ ગયા છો, તેટલો હું નથી થયો. તમો જેને પાણીની જેમ સાફ સાફ જોઇ શકો છો. તેને હું અંધકારમય જોઇ રહ્યો છું તેમાં મને રહસ્યનો ઘોર અંધકાર દેખાય છે. તમોએ જે ઓઓને અપરાધી ઠરાવેલ છે. અને તેઓએ જે જવાબ આપ્યા છે, મારી સમજમાં એમ આવે છે કે તમોને જે જવાબ આપવામાં આવેલ છે તે બરાબર છે. અને સત્ય છે. એણે જો આ કામ કર્યું હોત તો મગરૂબી સાથે કબૂલ કરત. એમાં એ આત્મગૌરવ અનુભવે.''

ઇન્સપેક્ટર તો પોલીસનો માણસ, લોકોની વાતોમાં અવિશ્વાસ રાખવો એ તો એનો ધંધો, એણે પોતાનું માથું હલાવીને કહ્યું–'' નહિ, મિ. જનાર્દન! આપ ભ્રમમાં છો, આ અપરાધ જેવો તેવો નથી. મામુલી ધારેલું, પણ ભયાનક બની ગએલ છે. છતાં એટલા ભાગ્યશાળી કે કોઇનો જીવ ગયો નથી. માત્ર કોન્સટેબલ બનાવસ્થળ પર ઘાયલ થયો છે, તેને હોસ્પીટલ મોકલવામાં આવ્યો છે.''

કોન્સટેબલની બાબતમાં જનાર્દનની પૂછવાની ઇચ્છા થઇ પણ

હાલ તુરત કાંઈ પણ પૂછ્યું નહિ, અને જો પૂછવામાં આવ્યું હોત તો જનાર્દનને ઘણું જાણવાનું મળી શકત. કોન્સ્ટેબલ તો ભવાનીના હુમલાથી બેભાન બન્યો હતો. બેઅગની કે વિદ્રોહી સ્ત્રીઓની સાથે એને કાંઈ લેવા દેવા નથી.

જનાર્દન દરવાજાની તરફ બે ચાર ડગલા આગળ વધ્યા, અને કહ્યું–" તમો કહેતા હતા ને કે લાયબ્રેરીના દરવાજા પર વિદ્રોહી સ્ત્રીઓની નિશાનીનું કપડાનું ફૂલ મળ્યું છે. એ ફૂલને હું જોવા માગું છું "

અને એ જ વખતે સર રામરાવ ત્યાં આવી પહોંચ્યા. સર રામરાવે જનાર્દનની અનેક વખત સહાયતા મેળવેલી, એટલે મિ. જનાર્દન સારા સારા લોકોમાં જાણીતા હતા. સર રામરાવ એમને ઓળખતા હતા. તેમણે જનાર્દન તરફ જોઈને કહ્યું–"મિ. જનાર્દન ! તમને જોઈને હું બહુ ખુશ થયો છું તમારી તબિયત કેમ છે!" અને સર. રામરાવે હસ્તધુનન કરી ખુરશી પર બેસવા માટે કહ્યું અને ત્યાર પછી તેમણે હસતા હસતા કહ્યું–"તમોએ બધી વાત તો સાંભળીને! કેવટે સ્ત્રીઓનો સઘળો ક્રોધ મારા પર આવ્યો. મારા ખંડની કેવી ખરાબ હાલત કરી છે. મારા સમજવામાં નથી આવતું કે આ સ્ત્રીઓ મારા ઘરમાં કેવી રીતે આવી, અને આટલું નુકશાન કરવાને સમર્થ બની !"

પોલીસ ઇન્સપેક્ટરે સર સાહેબને ખુશ કરવા માટે કહ્યું–" કાલ સવારના જ આ રહસ્યનો પત્તો લાગી જશે. આપ નામદારે સાંભળ્યું તો હશે કે મહામુશ્કેલીએ મેં ત્રણ વિદ્રોહી સ્ત્રીઓને પકડી લીધી છે. અગર જો મારી જરા પણ ગફલત થાત તો ત્રણે રફૂચક્કર થઈ જાત. પરંતુ આપ સાહેબના માટે મેં મહેનતનો કાંઈ વિચાર નથી કર્યો."

પોલીસ ઇન્સ્પેક્ટરે પોતાની બહાદુરી બતાવવા અને સર સાહેબ ખુશ થાય તો " રાવ બહાદુર " બનવાના તેના કોડ હતા. પરંતુ આટલી વાત સાંભળ્યા પછી સર સાહેબે ધન્યવાદ પણ ન આપ્યો.

અને તેને બદલે મોઢું બગાડીને કહ્યું–"માયા બહેન પાસેથી મેં આવા કાર્યની આશા રાખી ન હતી. મારે તેની સાથે પરિચય છે. આજના એના આવા ખરાબ વર્તનથી મને જે દુઃખ થયું છે; તેટલું આ નુકશાનીથી થયું નથી."

મિ. જનાર્દને કહ્યું–"આપના જે ખંડમાં બોમ્બ ફાટયો છે તે ખંડની પરીક્ષા કરવાની મારી ઇચ્છા છે."

સર રામરાવ—"અગર જો આપ આ કામ હાથ લ્યો તો, હું બહુ જ રાજીથી દરેક જાતની સહાયતા કરવા તૈયાર છું. ચાલો પેલા ખંડમાં. પરંતુ, આ કામ વિદ્રોહી સ્ત્રીનું છે એમાં મને જરા પણ શંકા નથી. કારણકે તેણી તેમાં સર્વ નિશાન મૂકતી ગઇ છે. એટલે આપોઆપ દેખાઈ આવે છે કે તેઓએ પોતાની બહાદુરી ખુલ્લી રીતે બતાવી છે."

સર રામરાવ મિ. જનાર્દનને લઇને લાયબ્રેરી ખંડમાં પહોંચ્યા. એ ખંડમાં બાગની તરફ કેટલીક બારીઓ હતી.

સર રામરાવે દરવાજામાં ખોસેલા ગુલાબના ફૂલ તરફ ઇશારો કરતાં કહ્યું–"આ જુઓ! આ એમની કીર્તિની ધજા ફરકાવી છે. પોતાના પૈશાચિક કામના પ્રમાણ માટે ફૂલ ખોસતી ગઈ છે."

મિ. જનાર્દને આનો કાંઇ જવાબ ન આપ્યો—"હું તો ફૂલની પરીક્ષા કરવા માંગુ છું, તેમાં આપને કાંઇ વાંધો નથી ને!"

સર રામરાવે કહયું—"નહિ, કાંઇ વાંધો નથી. આપ એને બહુ ખુશીથી જોઇ શકો છો, આ વસ્તુ મને તુચ્છ લાગી હતી. એટલે મારૂં ધ્યાન એના તરફ ન હતું."

મિ. જનાર્દને છરીથી ફૂલને ઉખેડવા માટે પ્રયત્ન કર્યો, પરંતુ એ એમાં ફતેહ ન પામ્યા. એટલે તેમણે વિસ્મયતાપૂર્વક કહ્યું—આ ફૂલને એણે જે પીન સાથે ખોસેલ છે, શું એને હથોડીથી ઠોકીને બેસાડેલ હશે! અને જો હાથના જોરથી બેસાડવામાં આવ્યું હોય તો, ઓરતોના હાથે ખોસેલું છે એમ માની શકાય તેમ નથી. કારણ

કે સ્ત્રીઓની આંગળીમાં આટલું બળ નથી કે આ પીન લાકડામાં બેસી શકે!"

સર રામરાવે કહ્યું—"જે બોમ્બથી આગ લગાડી શકે, સોદાની તિજોરી તોડી શકે, એ શું નથી કરી શકતી?"

મિ. જનાર્દને કાંઈ જવાબ ન આપ્યો. બે ત્રણ મિનિટની મહેનત પછી ફૂલ કાઢી લીધું. ત્યાર પછી વીજળીના દીવા પાસે જઈને તેની પરીક્ષા કરવા લાગ્યા. સર રામરાવ તેના ચહેરા તરફ જોઈ જ રહ્યા.

જનાર્દને આ રંગીન રીટથી બનાવેલા ફૂલની દરેક પાંખડીઓ તપાસી, અને એના ગંભીર ચહેરા પર પ્રસન્નતા દેખાવા લાગી. એણે સર રામરાવ તરફ જોયું અને કહ્યું—"વિચિત્રતા લાગે છે! મારો આજ સુધી એવો મત હતો કે વિદ્રોહી સ્ત્રીઓ પોતાની જાતે જ ફૂલ બનાવતી હશે, કારણ કે એમાં પુરૂષની મદદ મેળવી એ એમને મન લાંછન ભરેલું, પરંતુ આ ફૂલ તો કોઈ પુરૂષનું બનાવેલું છે, અને તેથી મને વધારે આશ્ચર્ય થાય છે."

સર રામરાવે ફૂલની તરફ જોઈને કહ્યું—"પુરૂષે બનાવ્યું છે, તેના તમારી પાસે શું કારણો છે!"

મિ. જનાર્દને ફૂલની જુદી જુદી સિલાઈઓ બતાવીને કહ્યું—"જરા આ સિલાઈ તરફ ધ્યાન આપો, કોઈ ગમે તેવી અજાણ, અનાડી, આ રીતે પોતાની સોઈ નહિ ચલાવે, અને ત્યાર પછી તમો એની ગાંઠ તરફ ધ્યાન આપો. જે રીતે પુરૂષ પોતાની ટાઈ ને ગાંઠ આપે છે તે રીતે જ આ ફૂલમાં લગાવી છે. કોઈ સ્ત્રી આ રીતે ગાંઠ ન વાળે, અને આથી વધારે તો એ છે કે આ ફૂલમાંથી કડક ધુમાડાની વાસ આવે છે." આટલું કહીને એ ફૂલ સર રામરાવના નાકે અડાડ્યું. જનાર્દનની આ વાત સાચી માનવી પડી. અને તેમણે વિસ્મયતા સાથે કહ્યું—"આ શું મામલો છે?"

મિ. જનાર્દને કહ્યું–" આમા મામલા જેવું શું છે ? અનુમાનથી જ સમજો, જે પ્રમાણે મળે છે. એમાં આશ્ચર્ય પામવાનું કાંઈ કારણ નથી."

પેલું ફૂલ જનાર્દને ખીસામાં મૂક્યું. અને કહ્યું–" આટલુ છતાં પણ મને હજી કાંઈ ખટકો છે. "

સર રામરાવે ત્વરાથી એક બલ્બ લાવીને પડખે લગાડી દીધો વીજળીની રોશની પેલા ખંડમાં પડી. જનાર્દન, ખંડની ખરાબ હાલત જોઈને દુઃખી થયા. જમીન પરનો કિંમતી ગાલીચો બળીને રાખ થઈ ગયો હતો. રંગીન દીવાલો કાળી પડી ગઇ હતી.

સર રામરાવ પોતાના રોજના ટેબલ પાસે જઈને ઊભા અને કહ્યું–" મને નવાઈ લાગે છે કે મારા ટેબલને જરાપણ નુકસાન થયું નથી. આનું કારણ મારા સમજાવામાં આવતું નથી. "

મિ. જનાર્દને ટેબલની પરીક્ષા કરી, માત્ર તેનો એક ખૂણો તૂટી ગયો હતો. બાકી બધું બરાબર હતું. સર રામરાવે કહ્યું– " તમોને ખાત્રી થઇ ગઈ હશે કે મને કાંઇ ઓછી નુકશાની થઈ નથી. પરંતુ મને તેની પરવા નથી. કારણ કે આ નુકશાન હું સહજ- માં મેળવી શકું છું. પરંતુ પેલી દીવાલ તરફ જુઓ. ત્યાં મારી લોઢાની તિજોરી કેવી ખરાબ રીતે તૂટી છે, એમાં મારા અને કેટલાક સરકારી કાગળો હતા, એ બળી ગયા. સરકારને એ ખોટ કેમ પુરાશે ! આ આ નુકશાનથી મને વધારે દુઃખ થયું છે. મને લાગે છે કે આ કાગ- ળોનો નાશ કરવા માટે વિદ્રોહીઓએ તિજોરી સામે જ બોમ્બ ગોઠવીને તેનો નાશ કરવામાં આવ્યો છે. બોમ્બના ધડાકાથી તિજોરીનું બારણું તૂટી ગયું, કાગળોનો નાશ થયો, કેવું પૈશાચિક કૃત્ય છે ! ભલા ઘરની ઓઓ આટલી હદ સુધી જશે એવો ખ્યાલ પણ મને નહોતો આવ્યો. આ બધું સમજવામાં આવતું નથી. "

તિજોરીની સામે ઊભા રહીને મિ. જનાર્દને કહ્યું–" આપનું અનુમાન બરાબર છે, તિજોરીની અંદરના કાગળોનો નાશ કરવા માટે જ આગ લગાડવામાં આવી છે, કામ ઘણું નીચતાભર્યું છે. " સર

રામરાવે ખેદપૂર્વક કહ્યું કે–" મને નુકશાન નથી પરંતુ બે ત્રણ ચિઠ્ઠીઓ આ તિજોરીમાં એવી હતી કે જે કેમે કરી મેળવી શકાય તેમ નથી."

મિ.જનાર્દન સર સાહેબની વાત સમજી ગયા. જેણે આ ખરાબ કામ કર્યું છે તે માત્ર આ કાગળો માટે જ કર્યું છે, એમ નક્કી થયું છતાં વધારે જાણુ માટે તેમણે સર સાહેબને પૂછ્યું–" તમો આની અંદર પૈસા–વગેરે રાખતા હતા !"

સર રામરાવે પોતાના ટેબલનું એક ખાનું ઉઘાડ્યું, અને તેની અંદરથી એક કેશ બોકસ કાઢી કહ્યું–" મારા પૈસા ટકા આમાં રહે છે, તિજોરીથી ટેબલ દૂર નથી, ઓઓએ એ લેવાનો કે જોવાનો પણ પ્રયત્ન કર્યો નથી, એટલે લાગે છે કે આવનાર ઓઓ ચોરી કરવા નહોતી આવી. મિ. જનાર્દન તૂટેલી તિજોરીની પરીક્ષા કરવા લાગ્યા, એનું ઢાંકણું આગની આંચના જોરથી કાળું થઈ ને બળી ગયું હતું, કેટલેક સ્થળેથી પટીઓ ઉખડી ગઈ હતી. કોઈએ હાથ અડાડયો છે કે નહિ એ તપાસતાં કાંઈ જણાયું નહિ. કારણકે જ્યાં જ્યાં ભવાનીએ હાથ અડાડયો હતો તે જગ્યાએ આગે નિશાન બદલી નાંખ્યા હતા.

મિ. જનાર્દને કહ્યું " જે બોમ્બની સહાયતાથી આ ઢાંકણું તોડવામાં આવ્યું છે તે બોમ્બ કાંઈ જેવો તેવો નથી લાગતો, અસાધારણ લાગે છે, અને તિજોરીના ઢાંકણાની હાલત જોતાં સ્પષ્ટ જોવામા આવે છે. તિજોરીની સામે રાખીને જ આનો ઉપયોગ કરવામાં આવ્યો છે. "

સર સાહેબે કહ્યું–" મારો પણ એ જ મત છે." આટલું કહીને પોતે કેશ બોકસ ટેબલમાં રાખવા જતા હતા ત્યારે એવે સમયે આશ્ચર્યયુકત શબ્દ સાંભળીને તેમણે મિ.– જનાર્દન તરફ જોયું, જનાર્દન ઘૂંટણીએ પડીને તિજોરીની અંદર તપાસ કરી રહ્યા હતા. એણે શું જોઈને આશ્ચર્યતાભર્યો અવાજ કર્યો એ જાણવા માટે મિ. જનાર્દનને

કહ્યું–"શું વાત છે મિ. જનાર્દન ?" આટલું કહીને તે પણ સર રામરાવ તિજોરી પાસે પહોંચી ગયા.

જનાર્દને પુછ્યું–"આપના સિવાય આ ખંડમાં કોઈ આવ્યું હતું ?"

સર સાહેબે માથું ધુણાવીને કહ્યું–"મારા સિવાય આ ખંડમાં કોઈ આવ્યું નથી. આગ બુઝાવનારાવાળા માણસોએ પણ બહાર ઊભા રહીને જ આગ બુઝાવી છે."

મિ. જનાર્દને કાંઈ જવાબ ન આપ્યો, પણ તિજોરીની અંદરથી મોટો હિસાબનો ચોપડો કાઢ્યો, એનો નીચલો ભાગ બળીને કાળો થઈ ગયો હતો, એટલે ઉપરનો ભાગ સાફ હતો.

મિ. જનાર્દને આ ચોપડીની બાઈન્ડીંગ પટ્ટી પર આંગળી રાખીને કહ્યું–"સર સાહેબ! આપ બતાવી સકશો કે આ ચીજ અહિં ક્યાંથી આવી !"

સર રામરાવે જોયું તો, એક પાતળી પણ લાંબી લોખંડની પટ્ટી આ ચોપડીની બાઈન્ડીંગની પટ્ટીમાં ધસી ગઈ છે, એમાંથી એને કાઢવાનો પ્રયત્ન કર્યો, બહુ જોર કર્યા છતાં પણ એ પટ્ટી બહાર ન નીકળી શકી.

સર સાહેબને આ પ્રમાણે પટ્ટી કાઢવાની મહેનત કરતા જોઈને જનાર્દનને હસવું આવ્યું. અને એને હસતા જોઈને, સર સાહેબે અપ્રસન્ન વદને પુછ્યું–"શું છે મિ. જનાર્દન ?"

મિ. જનાર્દન–"માફ કરો, પટ્ટીને કાઢતા આપના આખા શરીરે પરસેવો પરસેવો વળી ગયો, અને તેથી મને હસવું આવ્યું, તમો ગમે તેટલી મહેનત કરો પણ એ પટ્ટી નીકળે તેમ નથી."

સર સાહેબ–"પણ આ પટ્ટી તેમાં ગઈ કેવી રીતે !"

મિ. જનાર્દને કહ્યું–"આનું જે કારણ હું સમજું છું તે આપને કહેવાનો વાંધો નથી. પરંતુ કદાચ આપ મારી વાત પર વિશ્વાસ નહિ લાવો, અને આશ્ચર્યમાં પડી જશો. અસલ વાત તો એમ છે કે આ આપના ખ્યાલ બહારની વાત છે. હવે એક પછી બનાવના પ્રકરણો મારી સામે આવતા જાય છે, અંધકારમાં : ને

ઉભાશ દેખાવા લાગ્યો છે, હું એને પ્રથમ સાધારણ માનતો હતો, પરંતુ એ વધારે પેચવાળો છે, હવે આમાં મને શંકા નથી."

ત્યાર પછી તેણે બળી ગયેલા લાકડાના કટકાઓ તરફ આંગળી ચીંધીને કહ્યું—" આ ઢગલાને જુઓ, આપ પરીક્ષા કરીને સમજી શકશો, કે બળી ગયેલ લાકડાના કટકા પણ એક ખુરશીના જ કટકા છે, અને એની હાલત જોતા સમજાય છે કે, ખુરશી, તમારી તિજોરી સામે રાખવામાં આવી છે. અને આવનાર ભયાનક વ્યક્તિએ બોમ્બ ખુરશી પર ગોઠવ્યો છે. બોમ્બ ફાટયો, અને તેની પૂરી તાકાત તિજોરીની અંદર ગઈ, એમ ઢાંકણની હાલત જોતા લાગે છે. જુઓને ! ઢાંકણાંના ઉપલા ભાગમાં આટલી ખરાબી થવા પામી નથી."

સર સાહેબે કહ્યું—" એ તો સાફ સાફ દેખાઈ આવે છે."

મિ. જનાર્દને કહ્યું—" છતાં, મેં મુખ્ય વાત તો તમોને કરી નથી. આ જે લોઢાની પટી ચોપડીમાં ઘસી ગઈ છે. એ એક બોમ્બ-ની જ કટકી છે. બોમ્બના ફાટતાંની સાથે એ જોરથી એમાં ઘૂસી ગઈ છે. હવે દુઃખ એ છે કે, જો બોમ્બ ફાટવાના વખતે તિજોરીનું આ ઢાંકણું બંધ હોય, તો આ પટ્ટી બારણાં ઉપર જ ભટકાય, પણ ચોપડીમાં કેવી રીતે ગઈ ?"

મિ. જનાર્દનની વાત સાંભળીને સર સાહેબ નવાઇથી તેમનું મોઢું જોવા લાગ્યા. અને એમણે વિસ્મયતા સાથે કહ્યું—" તમોએ ઠીક કહ્યું મિ, જનાર્દન ! અગર જો લોઢાનું ઢાંકણું બંધ હોત, તો ઢાંકણાને ભેદીને અંદર જઇને લેજરમાં ઘુસવા ન પામત, વાહ ! આપની તપાસશક્તિ કેટલી તેજ છે!"

મિ. જનાર્દને કહ્યું—" એક વાત છે, જો બે બોમ્બ ફૂટયા હોત તો, એકમાં ઢાંકણું તૂટત અને બીજામાં પેલી પટ્ટી-લેજરમાં ઘુસી જાત. પરંતુ અહિં એક જ બોમ્બ ફાટયો છે."

સર સાહેબે કહ્યું—" નહિ ! નહિ ! માત્ર એક જ બોમ્બ ફાટયો છે. અગર જો બે બોમ્બ ફાટયા હોત તો આ મકાન શાનું

હોત! અહિં ઇંટ-ચુનો-પત્થર સિવાય કાંઇ નજરે ન પડત, પોલીસ-વાળાઓ પણ એક જ બોમ્બની વાત કરે છે."

સર સાહેબે ઘણો વખત સુધી જનાર્દનના ચહેરા સામું જોયા કર્યું અને પછી બોલ્યા-" મિ. જનાર્દન! આમાં રહસ્ય શું છે?"

જનાર્દને કહ્યું—" કેવું રહસ્ય છે, તેના પ્રમાણો મારે શોધવાના છે. આપને બરોબર યાદ છે કે રાત્રીના તમોએ તિજોરીનું દ્વાર બંધ કર્યું હતું?"

સર સાહેબે કહ્યું—" મને ચોક્કસ યાદ છે કે મેં ઢાંકણું બંધ કર્યું છે. ચોક્કસ યાદ છે."

જનાર્દને કહ્યું-" જો એમજ છે ત્યારે ચોક્કસપણે એમ માનવું પડશે કે, જ્યારે બોમ્બ ફાટયો ત્યારે તિજોરીનું બારણું બિલકુલ ખુલ્લું હતું. અગર જો બારણું બંધ હોત તો આ લોઢાની પટ્ટી કોઈ પણ સંજોગોમાં ચોપડાની અંદર ઘૂસી ન જાત."

સર સાહેબે ખંધુ હસતા કહ્યું-" એ તો નક્કી વાત છે, બોમ્બ ફાટયો ત્યારે તિજોરીનું ઢાંકણું ઉઘાડું હતું. પરંતુ બોમ્બ ગોઠવ્યા પહેલાં, આ વિદ્રોહી સ્ત્રીઓએ તિજોરીનું ઢાંકણું કેમ ન ઉઘાડી નાંખ્યું હોય! આવું મજબૂત ઢાંકણું શી રીતે ઉઘાડયું? અને એમાં એને શું ફાયદો?"

મિ. જનાર્દને કહ્યું-" માયા બહેન અને તેની બે સંઘાથીઓએ બોમ્બ બાબતમાં ઇનકાર કર્યો છે, એમનું સર્વનું કહેવું છે કે આ બાબતમાં અમો કશું જાણતા નથી, બોમ્બની વિગત પણ તે જાણતી નથી. પોલીસ સુપ્રી. અને ઇન્સપેક્ટર બંને તેઓની આ વાત માનવા તૈયાર નથી. તેમને એમ લાગે છે કે તેઓ જુઠું બોલી રહી છે."

સર સાહેબે પુછ્યું—" ત્યારે કામ કોનું?"

મિ. જનાર્દને કહ્યું-" અગર જો એ ખબર હોત તો અત્યાર સુધી આ કામની તપાસ થઈ ગઇ હોત, મને લાગે છે કે, આ કામ તો કોઇ બુદ્ધિવાન, ચતુર અને જાળ બિછાવનારનું અને ચોર પ્રકૃતિ

જ છે. મને એમાં જરા પણ સંદેહ લાગતો નથી. વિદ્રોહી સ્ત્રીઓએ શાંન્તિભંગની અપીલ બહાર પાડી, તેના આધારે આ શિકાર, આ રમત રમાઇ છે."

સર સાહેબે થોડો વખત વિચાર કર્યો અને ત્યારપછી કહ્યું–" મિ. જનાર્દન આપનો વિચાર બરોબર છે, આ કામ સ્ત્રીઓનું નથી. નક્કી કોઇએ ગુપ્ત ઉદ્દેશથી પહેલા તિજોરી ઉઘાડી છે, ત્યારપછી આ બોમ્બ રાખવામાં આવ્યો છે. જેથી પોલીસવાળાઓ એનો પત્તો ન મેળવી શકે."

જનાર્દને કહ્યું–" આપની તિજોરીમા એવો કોઈ કાગળ કે ચિઠ્ઠી હતા કે જે કોઈ આદમીની નજરમાં બહુ જ જરૂરી હોય ! આપ આ બાબતમાં ખૂબ વિચારીને યાદ કરીને જવાબ આપજો. " સર સાહેબ વિચારમાં પડી ગયા. બે ચાર મિનિટમાં તો તેમની આંખો ચમકી ઊઠી, ત્યારપછી તે તિજોરી પાસે આવ્યા અને અંદરના બળેલા, અર્ધ બળેલા કાગળો ઉલટાવી સુલટાવીને જોવા લાગ્યા. છેવટે તેમણે બાજુનું એક ખાનું ખોલ્યું, જે મજબૂત લોઢાનું બનાવવામાં આવ્યું હતું. એમાં ઘણાં કાગળો હતા. એ જેમના તેમ પડયા હતા. એમણે ગભરાટની સાથે દરેક કાગળો જોવા માંડયા. પરંતુ તેઓ જે ચિઠ્ઠી શોધતા હતા, તે એમને ન મળી, ત્યારે એમણે મી. જનાર્દન તરફ ફરીને કહ્યું–" મી. જનાર્દન ! મને યાદ આવે છે કે, આની અંદર મેં એક ચિઠ્ઠી રાખી હતી. એ બહુ કિંમતી અને ગુપ્ત હતી. પરંતુ એ ચીઠ્ઠી આ કાગળોમાં નથી. "

સોહનલાલ પાસેથી મેળવેલી જે ચિઠ્ઠી આમાં રાખવામાં આવી હતી. તે જ મળતી ન હતી, સર સાહેબે ગભરાટ સાથે કહ્યું–"મિ. જનાર્દન ! આપની વાત સત્ય છે. કોઇ ચોર–ડાકુએ આ ચિઠ્ઠી મારી તિજોરીમાંથી ચોરી લીધી છે. એ ન ચોરાઈ ગઇ હોત તો જરૂર આમાંથી મળત. બંડલમાં બધા કાગળો મોજુદ છે,—માત્ર એ જ કાગળ ગુમ થવાનું બીજું કાંઈ કારણ નથી. મને બરોબર યાદ છે કે, ગઈ કાલ રાત્રે આ

ચિઠ્ઠી મેં વાંચીને આ બંડલના ઉપરના ભાગમાંજ રાખી હતી. ત્યાર પછી તિજોરી બંધ કરીને સુવા ગયો હતો. "

જનાર્દને પૂછ્યું-" જ્યારે આ ચિઠ્ઠી તમોએ તિજોરીમાં રાખી ત્યારે કોઈ માણસ અહીં હાજર હતુ ? "

સર સાહેબે ડોકું હલાવીને કહ્યું-" અંહિ કોઈ હાજર ન હતું."

જનાર્દન—" શું કોઇ પણ માણસને આ વાતની જાણ ન હતી કે આપે આ ચીઠ્ઠી આ તિજોરીમાં રાખી છે. "

સર સાહેબે કાંઇક વિચાર કરીને કહ્યું-" આ ચિઠ્ઠી બાબતમાં મેં કોઈને કાંઇ પણ વાત કરી નથી, પરંતુ હવે યાદ આવે છે કે આ ચિઠ્ઠીને તિજોરીમાં રાખતા એક માણસે ભાળી છે. આ ચિઠ્ઠીને તિજોરીમાં રાખી ત્યારે એક માણસ અંહિ ઉભો હતો, મેં એને કહ્યું. પણ હતું કે આ ચિઠ્ઠી આ તિજોરીમાં રહેશે. આ ચિઠ્ઠી લેવા માટે તેણે પ્રયત્ન પણ કરેલો, પરંતુ જ્યારે મેં ગોળી મારવાનું કહ્યું ત્યારે તે લાચાર બની ભાગી ગયો. " મિ. જનાર્દને આગ્રહ સાથે પુછ્યું-" એ કોણ છે ? એનું નામ શું છે ? "

સર સાહેબે આસ્તેથી કહ્યું-"મિ. જનાર્દન આ વાત ગુપ્ત છે. આ વાત કોઇના પાસે કહેવા હું ઇચ્છતો ન હતો. પરંતુ સમય જોતાં, તમારાથી છુપાવવું વ્યાજબી નથી. તમો તો અમારા કેટલાયે ગુપ્ત સમાચારો જાણો છો. એટલે તમોને કહેવામાં વાંધો નથી. એ માણસનું નામ સોહનલાલ છે. જે આવા ગુપ્ત સમાચારો વેચ્યા કરે છે. અને પૈસા પેદા કરે છે એનો એ જાતનો ધંધો છે. મેં એને મુલાકાત આપી હતી, એ કેટલાક ગુપ્ત સમાચાર લાવ્યો હતો. "

જનાર્દને પુછ્યું—" આ પત્રનો સાર-અર્થ શું છે ? "

સર સાહેબે ઘણાજ ધીમા સ્વરે કહ્યું-" એમાં અલકાપુરના ગુપ્ત ષડ્યંત્રનો હેવાલ છે. મેં જ એને લાલચ આપીને આ સમાચાર મેળવવાનું કહેલું. સારા અલકાપુરના હાલ લખ્યા હતા, સારા સારા

અમલદારો અને શેઠીઆઓના કારસ્તાનો તેમાં હતા, છેલ્લે તેની સહી પણ તેમાં કરેલી છે. એટલે આ પત્ર મારી પાસે રહેત ત્યાં સુધી સોહનલાલ કોઈનું કાંઈ બગાડી શકવાનો ન હતો, વળી તે મારો તાબેદાર પણ રહેત."

જનાર્દને હસીને કહ્યું–" ત્યારે આપના પાસેથી એને જાકારો અને ધક્કા સિવાય કાંઈ ન મળ્યું ! "

સર સાહેબે કહ્યું—" મારે પણ કૂટનીતિનો આસરો લેવો પડયો. આ બનાવ બાબતમાં તમારો જે મત પડયો છે, તે બરોબર છે. અંતે એણે આ રસ્તે પણ ચિઠ્ઠી તો હાથ કરી છે. આ કામ એનું જ છે. એમાં મને જરાયે સંદેહ નથી. હું હમણાં જ પોલીસ સુપ્રીને. ટેલીફોન કરીને બોલાવું છું. એમના આવ્યા પછી આપની સર્વ વાત હું કહીશ. આ કામમાં બિચારી સ્ત્રીઓને ગુન્હેગાર બનાવવાનું કાંઈ કારણ નથી."

સર સાહેબ ત્વરાથી ઊઠયા, અને બીજા ખંડમાં જવા માટે આગળ વધ્યા. જનાર્દને આગળ આવીને તેમને રોકયા અને મોટા સ્વરે કહ્યું–" આપ આટલા બધા ગભરાઈ શા માટે જાવ છો ! તમો મારી સલાહ માનશો કે નહિ તે મને ખબર નથી, પણ મને વિશ્વાસ છે કે ઉતાવળથી પોલીસની સહાયતા લેવાથી આપનું કોઈ કામ સરવાનું નથી. "

સર સાહેબે જનાર્દન તરફ તીક્ષ્ણ નજરે જોયું, અને ઉતાવળથી કહ્યું–" ત્યારે આ બાબતમાં આપ શું સલાહ આપો છો ? ચુપચાપ બેઠા રહેવાથી આ કામ કેમ થશે ! આપ આપનો સારૂ સારૂ રસ્તો બતાવો. "

જનાર્દને કહ્યું–" જે ડાકુ આટલું કારસ્તાન કરીને આપની તિજોરીમાંથી કાગળ ઊપાડી ગયો તે સામુલી ડાકુ તો નથી જ. આપને ત્યાં આવો ભીષણ કાંડ બન્યો ત્યારપછી શું થાય છે તેની તે જરૂર તપાસ રાખતો જ હશે, કે હવે પછી હવે શું બને છે, અને

એને એમ લાગે કે વિદ્રોહી આને ગીરફતાર કરી છે. તેવું જાણ્યા પછી તે માનશે કે મેં પોલીસની આંખમાં ધૂળ નાખવા માટે જે પ્રયત્ન કર્યો તેમાં ફતેહ પામ્યો છું. એટલે તે નિશ્ચિંત થઈને રહેશે. અને હું પણ એમ ઈચ્છું છું કે તે નિશ્ચીત અને નિઃશંક રહે. ”

સર સાહેબે કહ્યું–“ આપનો કહેવાનો ભાવાર્થ હું સમજી ગયો. માયાદેવી અને તેની સંગાથિનીની બાબતમાં જમાનત વગેરેના કામમાં ત્રણચાર દિવસ પસાર થઇ જવાની વ્યવસ્થા કરીશ પરંતુ આ બધું હું એક શરત પર કરવા તૈયાર છું. ”

જનાર્દને પૂછ્યું—“ કઇ શરત ? ”

સર સાહેબે કહ્યું—આપ આ તપાસ હાથ ધરો. એ પત્ર મારા માટે કિંમતી ચીજ છે. એ તો જાણવું જોઈએ કે આવડું મોટું સાહસ કરી ષડ્યંત્ર કરનાર વ્યક્તિ કોણ છે ? મને લાગે છે કે આ સોહનલાલની બુદ્ધિનું કારસ્તાન નથી. એ આટલો બુદ્ધિશાળી હોત તો મારી ચાલમાં ન ફસાઇ જાત. આ કામમાં જે સાહસ અને કૌશલ્યતાનો પરિચય ગયો છે તે જોતાં એ જરૂર કોઈ બીજા માણસનું કામ છે.”

જનાર્દને કહ્યું–‘ આપ શ્રીમાનનું અનુમાન બરોબર છે, આપના આ પ્રસ્તાવ પર હું ખુશી થાઉં છું. આ મામલાની તપાસનો ભાર મારા પર લઉં છું. પરંતુ મારૂં પણ એક કથન માનવું પડશે. માયા-દેવીની સંગાથી જેને ગીરફતાર કરવામાં આવી છે, જેનું નામ જયા છે તેવું નામ સાંભળતા, તેની તપાસ કરવા જ આવેલો. હું એના ભલા માટે સર્વ કાંઈ કરી છૂટવા માગું છું, એની ઉંમર નાની છે, એના દુઃખમાં હું દુઃખી છું. અને કાંઇ પણ જાતની તકલીફ ન પડે, એને હેરાન કરવામાં ન આવે, એના સગાઓની ચિંતા દૂર થાય, એના સગાઓને એના સમાચાર મળ્યા કરે, એ જ મારી પ્રાર્થના છે.”

સર સાહેબે પોતાની ડાયરીમાં જયા બહેનનું નામ લખી લીધું. ત્યાર પછી તેણે જનાર્દનને કહ્યું—“ મિ. જનાર્દન ! હું જાતે એ

નોકરીનો જામીન થઈશ, આથી વધારે કરવાનું છે! આટલી સહાય બસ નથી શું?"

જનાર્દને સર સાહેબને ધન્યવાદ આપ્યા, ઉપકાર માન્યો, અને આ કામની તપાસનો ભાર પોતાને માથે લીધો, પરંતુ અત્યાર સુધી તેમણે વિચાર નહોતો કર્યો કે કોની તપાસ કરવી? કોના પર ચડાઈ લઈ જવી"

: ૬ :

કનૈયો અખબાર-વેચવાવાળાના સ્વાંગમાં બગલમાં પત્રનું બંડલ દબાવીને બજારમાં ફેરી લગાવતો હતો. પરંતુ એની બન્ને આંખો તો કોઈને શોધતી હોય એમ લાગતું હતું. વાંચક એમ ન માની લ્યે કે એ પોતાના છાપાના ગ્રાહક શોધતો હોય. આજનો એનો વેશ એવો હતો કે જાણે આબાદ છાપાનો ફેરીઓ.

અરધો કલાક તે આમ તેમ ફરતો હશે ત્યાં એના તરફ એક ભલો આદમી આવતો જણાયો. કનૈયાની આંખો ખુશીથી નાચવા લાગી. આવનાર માણસે એક આનો તેના હાથમાં મૂક્યો અને પેપર માંગ્યું. ખરીદનારે પત્રની ઘડી વાળતાં વાળતાં કહ્યું—"રસ્તાની ડાબી બાજુ, હાથમાં લાકડી છે, કોઈ તમારો ગાણુસ લાગે છે."

ખરીદનાર આટલું બોલી ચાલતો થયો. કનૈયો બતાવેલા સ્થાન તરફ ગયો અને નજર લંબાવી એક ગૃહસ્થ જેવો લાગતો આદમી, હાથમાં લાકડી લઈને ચાલ્યો જતો હતો. એનું ધ્યાન બીજી તરફ હતું.

વર્તમાનપત્ર વેચવાનું બંધ કરીને, કનૈયો તેની પછવાડે ચડ્યો, કનૈયો પોતે મનમાં ને મનમાં બોલતો હતો કે—બહુ મહેનત પછી તમારા દર્શન થયા છે, હવે કયાં જશો! હવે પત્તો મેળવ્યા વિના રહેનાર નથી. સારા ભાગ્યે ચંપક તને ઓળખી કાઢયો."

વેશ બદલીને જે ભલા આદમી તરીકે વર્તમાનપત્ર ખરીદ કરી

ગયો તેનું નામ ચંપક હતું. તે અલકાપુરનો પગારદાર છૂપી પોલીસ ખાતાનો માણસ હતો. જ્યારે સર સાહેબ પાસેથી સોહનલાલનું નામ સાંભળ્યું ત્યારે પ્રથમ તેનો પત્તો મેળવવાનો નિશ્ચય કર્યો હતો.

જનાર્દને તેને જોયેલ ન હતો. કનૈયો પણ ઓળખતો ન હતો. એટલે જનાર્દને અલકાપુરના પગારદાર છૂપી પોલીસના માણસ મારફત ઓળખવાની ઇચ્છા કરી—ચંપક—સોહનલાલને સારી રીતે ઓળખતો હતો. એટલે આ કામ આસાનીથી પાર પડયું.

સોહનલાલ આસ્તે આસ્તે રસ્તા પર ચાલ્યો જતો હતો. કનૈયો બ્લાક સુધી તેની પછવાડે જ ફર્યો, ત્યાર પછી સોહનલાલ એક ગલીમાં દાખલ થયો અને પાસેની એક નાની દુકાનમાં ઘુસી ગયો.

કનૈયો ગલીના નાકા પર દુકાન તરફ નજર રાખીને ઊભો રહ્યો. એણે દુકાનને સારી રીતે જોઇ લીધી- પરંતુ એ ન જાણી શકયો કે દુકાન કોની છે અને એમાં શું વેચાય છે.

સર સાહેબની તિજોરી તોડતા પહેલાં ભવાની જે દુકાનમાં ગયો હતો, આ એ જ દુકાન છે. આ દુકાનના માલિકનું નામ લુકજી છે. પાઠક એને ઓળખી ગયા હશે. અપરાધીઓનો પીછો લેવામાં કનૈયો એક્કો હતો. પરંતુ આ વખતે એને જાસીમો સાથે કામ લેવાનું હતું.

ભવાની તો માનતો હતો કે આ બધો દોષ વિદ્રોહી સ્ત્રીઓ પર જ પડવાનો છે, અને તેને જ સજા થશે. સાથે સાથે એને એમ પણ હતું કે સર રામરાવ પોલીસ ખાતા દ્વારા સોહનલાલ તરફ નજર રાખવાના જ, અને એટલા માટે તો સોહનને પહેલેથી જ ચેતાવવામાં આવ્યો હતો. અને સોહન પણ એની સલાહ માનીને સાવધાન થઇ ગયો હતો. અને રસ્તા પર નીકળતાં ધ્યાન રાખતો હતો. આજ સાંજના પણ તે સાવધાનીથી આગળ વધતો હતો પરંતુ જ્યારે છાપા વેચનાર ફેરીઆને એક કલાક થયા વાંસે વાંસે

ફરતો જોયો, એટલે તેને શંકા આવી અને મનમાં બ્હીધો પણ ખરો. એણે દુકાનમાં દાખલ થઈને પૂછ્યું—" અમારા માલિક અંદર છે?"

દુકાનદાર લુકજીએ કહ્યું—" કોને શોધો છો?"

સોહનલાલે નાક ખંજવાળતા ખંજવાળતા કહ્યું—" હું એ જાણવા માગું છું કે અમારા માલિક અંદર છે!"

લુકજીને હવે વ્હેમ ન રહ્યો-અને શંકા રહિત થઈને કહ્યું—" હા, તેઓ અંદર છે. તમો એમને મળવા માંગો છો!"

સોહનલાલે કહ્યું—" હા, જરૂરી વાત."

લુકજી ઊઠીને એક કોટડીમાં ગયો. એક મિનિટમાં તો ભવાની કોટડીના બારણામાં આવીને ઊભો, એણે ધીરેથી પુછ્યું—" શું સમાચાર છે સોહન?"

સોહન તેના પાસે ગયો અને કહ્યું—" ભવાની! ભૂલ્યો, સરદાર ભવાની; તમારી શંકા સાચી નીકળી છે. એક છોકરો મારો પીછો કરતો ક્યારનો એ મારી પછવાડે ફર્યા કરે છે. પહેલા મને વ્હેમ ન ગયો, પરંતુ પછી હું જાણી શકયો કે તે મારી પછવાડે જ છે. એના લક્ષણ સારા દેખાતા નથી."

ભવાનીએ ઉત્સાહપૂર્વક કહ્યું—" સાચે! એ છોકરો કોણ છે? બતાવી શકો છો? આ વખતે તે કયાં છે!"

સોહનલાલે દુકાનના બારણામાંથી જોયું તો ક્યાંય જોવામાં ન આવ્યો. 'વખત છે ને તે છુપાઈને મારી રાહ જોતો હોય."

ભવાની-"એ બનાવ જોગ છે. અને જો એ તમારી જ પછવાડે પડયો હશે તો, જરૂર એ આટલામાં જ સંતાયો હશે. તમો લુકજીને લઈને બહાર નીકળો, દુકાનથી થોડે દૂર ઊભા રહો, જો તમો એને જુઓ તો દુકાન તરફ હાથ લાંબો કરજો, લોકો જુએ તો પણ સમજે કે તમો લુકજીને કાંઈક બતાવી રહ્યા છો. એ વખતે હું એ છોકરાને ઓળખી લઈશ પણ એને જોતાં જ ઈશારો કરજો."

ભવાનીની આ ચાલ પાર પડી. એણે જે કાંઈ કહ્યું હતું તેમ જ થયું.

સોહનલાલ, લુકજીને દુકાન બહાર નીકળ્યો. એ દુકાન સામેની ગલીમાં જઈને ત્યાંથી હાથ ઊંચો કરીને લુકજીને કંઈક બતાવવા લાગ્યો. સોહનલાલે નીકળતાં જ જોઈ લીધું હતું કે રસ્તા પર આવેલા બત્તીના થાંભલાની આડમાં એક છોકરો ઊભો હતો તે જ પેલો છાપા વેચનાર જ હતો કનૈયો આ બતાવેલ નિશાનીના કુતૂહલને જોવાનું ન રોકી શક્યો, અને તે દુકાનના બારણાં તરફ જોવા લાગ્યો.

સોહનલાલ મનમાં ને મનમાં હસતો દુકાનમાં પાછો આવ્યો. અને ભવાનીને કહ્યું—"તમારૂં મંતવ્ય બરોબર છે સરદાર! છોકરો ગલીના નાકા પર આવેલા બત્તીના થાંભલા પાસે ઊભો છે, હવે નક્કી છે કે તે મારો જ પીછો કરતો હતો. હું હોટલમાંથી બહાર આવ્યો ત્યારનો એ મારી પછવાડે છે."

ભવાનીએ કહ્યું—"હું હમણાં જ જોઈ લઉં છું કે એ છોકરો કોણ છે ?" એ દુકાનની અંદર આવેલ એક કોટડીમાં ગયો, જ્યાંથી બીજા માળ પર જવાનો રસ્તો હતો. ત્યાંથી ભવાની બીજા માળની એક કોટડીમાં ગયો, આ કોટડીમાં લુકજીનું શયનગૃહ હતું એ કોટડીમાં રસ્તા પર એક બારી પડતી હતી. તે બારીની આંકડી ઉઘાડી, આસ્તેથી બારણું અધખોલું કર્યું. અને બત્તીના થાંભલા તરફ નજર ફેંકી.

કનૈયો ત્યાં ને ત્યાં ઊભો હતો. તેણે વેશ બદલ્યો હતો. છતાં ભવાનીએ તેને ઓળખી કાઢ્યો. અને તેનો ચ્હેરો ક્રોધથી લાલ લાલ થઈ ગયો, મનમાં ને મનમાં બડબડ્યો, હા, એ જ પાજી, શેતાન જનાર્દનનો સાથી કનૈયો છે, આથી નક્કી છે કે જનાર્દને-સોહનલાલ પર નજર રાખવા માંડી છે, ત્યારે મારે પણ આમાં ઝંપલાવવું પડશે ! મેં અનેક વાર તેનો સામનો કર્યો છે, પરંતુ જનાર્દનના

શાંત તોડી શકયો નથી. મારે એનાથી ડરીને અનેક વાર ગુપ્તવાસ સેવવો પડયો છે. આ વખતે જો તે સામે આવ્યો તો હું એનો ઘડોલાડવો કરનાર છું. ખુશી થવા જેવું તો એ છે કે એને મારા પર વહેમ આવ્યો નથી. અલકાપુરની સરકારે જનાર્દનને કામ સોંપ્યું લાગે છે. વાંધો નહિ, એ બધું હું ફોડી લઈશ."

ભવાની ત્યાંથી નીચે આવ્યો, અને સોહનને કહ્યું—"હા, છોકરાને મેં જોયો. એ તારી તપાસમાં જ આવ્યો છે."

સોહનલાલે પુછ્યું—"ત્યારે છાપા વેચવાનું તો બહાનું જ છે ને! તમોએ એને ઓળખ્યો?"

ભવાનીએ કહ્યું—"ઓળખી ગયો છું, એને નાનો ન સમજતા, એના જેવો ચાલાક અને પાણીદાર છોકરો સારા અલકાપુરમાં મળવો મુશ્કેલ છે. આ જનાર્દનનો સાથીદાર કનૈયો છે અને તેની સહાયતા વડે, મોટા મોટા ગંભીર ગુન્હાઓ જનાર્દને પકડયા છે."

સોહનલાલ છાનોમાનો બેસીને ભવાનીની વાત સાંભળતો હતો, એની છાતી ધડકવા લાગી. એણે પોતાની જાતને કેટલીક વખત સંભાળી અને ત્યારપછી વ્યાકુલતાથી કહ્યું—"જાસુસ જનાર્દનનો જમણો હાથ! સત્યાનાશ! તમો આ શું કહી રહ્યા છો!"

ભવાની જાણે સાધારણ વાત કરતો હોય તેમ બોલ્યો,—"હું સાચું કહું છું, જાસુસ જનાર્દન કેવો છે, એ તો તારી નજર બહાર નહિ હોય. તારૂં ભાગ્ય કે તું હજી સુધી એના ધાએ ચડયો નથી. હવે તારા પર એની નજર પડી છે. તારે ગુપ્ત રહેવું જ પડશે."

સોહનલાલે કહ્યું—"સરદાર! તમોએ તો મને તદ્દન દબાવી દીધો, જનાર્દનની વાતો મેં ઘણા માણસો પાસેથી સાંભળી છે. એની આંખમાં ધૂળ નાંખવી સહેલી નથી. તમારી સાથે કામ પાડવામાં આ પરિણામ આવ્યું. તમોને આ કામ પાર નહિ પડે એમ લાગતું હતું કે નહિ! આ કામ હાથ જ શા માટે ધર્યું?"

ભવાનીએ કહ્યું—"કોને ખબર કે મારી આવી સારામાં સારી ચાલબાજી, આવા સરસ ષડ્યંત્રને વ્યર્થ કરી દેનાર જનાર્દન આ કામ હાથ ધરશે અને તમારા પર એને વ્હેમ આવશે!"

સોહનલાલનો અવાજ થરડાવા લાગ્યો અને તેણે એવા જ અવાજે વાત ચાલુ રાખી—"આફતમાંથી બચવાનો તો કોઇ ઉપાય કરવો પડશે ને! એ છોકરો ત્યાં ઊભો રહીને મારી રાહ જોયા કરે છે, હું અહિંથી નીકળીશ કે તે મારી પછવાડે લાગશે. એને અહિંથી દૂર કરવાનો પ્રયત્ન ન કરો" તમારા સોગન! "આટલું કહીને સોહને ભવાનીના બન્ને હાથ પકડીને કહ્યું-" મને બચાવો! મને આફતમાં મૂકીને હટી ન જતા."

ભવાનીએ પોતાના હાથ પાછા ખેંચી લીધા, અને એની વાત પર ધ્યાન દીધા વિના જ કહ્યું—"હા, હું કેમ કહી શકું! હજી મારા પર આનંદીલાલ અનાવલાનો કેસ તો ઊભો જ છે, ત્યાં પાછો તમારા મામલામાં કેમ પડું! મેં વર્તમાનપત્ર દ્વારા અનેક પ્રયત્નો કર્યા, પણ મારૂં કાંઈ ફાવ્યું નહિ, જાણે છે કે આ તારા કામમાં પકડાઈ જવાથી શું સજા થાય?" ભવાનીએ સોહનને બીક બતાવવામાં બાકી ના રાખી.

ભવાનીની વાતો સાંભળીને સોહનને આખે શરીરે પરસેવો વળી ગયો, એનું ગળું સુકાવા લાગ્યું. એણે ઉદાસ થઇને કહ્યું—"સરદાર! તમો તો અનેક કાવાદાવાના જાણકાર છો, ડાકૂના સરદાર છો, ભલ-ભલાને બતાવવા એ તમારા ડાબા હાથની ચપટીનો ખેલ છે, મને બચાવો! મેં મોટા મોટા દાવ લગાવ્યા છે, પણ ક્યાંય ફસાયો નથી. મેં તમારો સંગ કર્યો, તેનો આ રંગ છે. તમો જ આમ વિરૂદ્ધ બોલવા માંડશો એવી મને જરાએ આશા નહોતી. મેં તમોને વાત કરી એ મારી મોટી ભૂલ થઈ, હું અજાણ્યો હતો, તમોને વાત કરનાર પણ આમ ફસાય છે. એ મેં આજે જ જાણ્યું."

ભવાનીએ ખોંખારો ખાધો, સીગરેટ સળગાવી અને કહ્યું—"તું એમ કેમ માની લ્યે છે કે તારો બચાવ હું નહિ કરૂં! તારા હાવ-ભાવ અને વાતો સાંભળતાં લાગે છે કે તું કાયર દેખાય છે ! તદ્દન નિર્માલ્ય ! તારા જેવા નાહિંમત માણસની પડખે અમારા જેવો હિંમતવાન કેમ ઊભી શકે !"

"પહેલાં તો એ જાણવું જોઇએ કે આ છોકરો તારી જ તપાસ રાખે છે કે અન્યની ! પોલીસ ખાતા તરફથી કેટલીક વાર સારા માણસો પર પણ નજર રાખવામાં આવે છે."

ભવાનીએ ખીસામાંથી એક વર્તમાનપત્ર કાઢયું, પેનસીલના નિશાન કરેલા સમાચાર સોહનલાલને વાંચવા માટે બતાવ્યા, અને કહ્યું-'આ સમાચાર વાંચવાથી તું જાણી શકશે કે સર રામરાવના મકાનમાં કેદ પકડાએલી બધી વિદ્રોહી સ્ત્રીઓને જમાનત પર મુક્ત કરવામાં આવી છે. આથી એના પરનો શક જતો રહેતો નથી. એટલે સર રામરાવ અને પોલીસ નિશ્ચિંત છે. આવા સંજોગોમાં એમ કેમ માની શકો છો કે તારા પર સંદેહ છે."

સોહનલાલે કહ્યું—" એ તો બરોબર છે. જે કોન્સટેબલને બેહોશ કરી, તેનો પોશાક ધારણ કરી તમો ભાગ્યા, એ કોન્સટેબલ તો આ ગુપ્ત ઘટના કંઇક તો જાણતો હશે ને !"

ભવાની—ભય ! એનો જરાપણ ભય નથી. મેં હોસ્પીટલમાં તપાસ કરાવી લીધી છે, તેના હાલ પૂછ્યા, તો જવાબ મળ્યો છે કે-" એને કાંઇ યાદ નથી કે તે બેહોશ કેમ બન્યો ! કોણે બનાવ્યો ! એને તો એમ જ છે કે વિદ્રોહી સ્ત્રીઓએ તેની આ દુર્દશા કરી, ઇન્સપેક્ટર પાસે પણ તેણે આમ જ એકરાર કર્યો છે."

સોહનલાલને કંઈક ટાઢક વળી. એણે કહ્યું-" હા, આ તો સારૂં હવે પેલા છોકરાનો કંઇક નિર્ણય થઈ જાય તો મને ટાઢક વળે."

કેટલોક વખત વિચાર કર્યા પછી ભવાનીએ કહ્યું-" એ જ્યાં સુધી આપણા હાથમાં ન આવે ત્યાં સુધી નકામું છે, કોઈપણ રીતે તેને ગીરફતાર કરવો જોઈએ, તો આખો એ ભેદ માલુમ પડે કે ! શું વિચાર છે ?"

સોહન—"હા, એ તો સાચી વાત છે."

ભવાની—"એમ કહેવાથી આપણું કામ સરતું નથી. છોકરો ઘણો ચાલાક છે, એ પકડાઈ જાય તો પણ મોઢામાંથી એક શબ્દ પણ બહાર કાઢે તેવો નથી. એક વાત છે. એને પકડીને અતિ કષ્ટ આપવાથી કદાચ વાત કરે."

સોહન—"પહેલા એને પકડવામાં આવે, ત્યાર પછી બધી વાત બને ને ? પહેલાં એટલું તો નક્કી કરો કે એને પકડવો શી રીતે ?"

ભવાનીએ હસીને જવાબ આપ્યો—" ઉપાય સોચ્યા વિના હું વાત નથી કરી રહ્યો, જરા મારા વિચાર સાંભળો !"

ભવાનીએ ચારે તરફ નજર કરી જોઇ અને સોહનલાલના કાન પાસે મોઢું લઈ જઇને કંઈક કહ્યું અને આ સાંભળ્યા પછી સોહનલાલ ઘણો ગંભીર બની ગયો. અને કહ્યું-" વિચાર સારો છે, તેમાં આફત પણ છે, ક્યાંક દેડકો શોધતા સરપ ન નીકળી પડે ?"

ભવાનીએ દૃઢતાપૂર્વક કહ્યું—"હું કોઇ પણ કામમાં વિપત્તિની શંકા કરતો જ નથી. મેં અનેક કામો કર્યા છે, તેમાં મારી નજરમાં તો આ સાવ મામુલી છે. છોકરો ઘણો ફાંદાબાજ છે, એનો છાપાના ફેરીઆ તરીકેનો વેશ જોયો ને ! એની છાપા વેચવાની, ગ્રાહક મેળવવાની ચાતુરી જોઇને ! નાકની ચૂંકમાં જેમ ચૂની ઝગમગ્યા કરે છે તેમ આ ચૂની જેવો-ઝગમગતો સીતારો છે, એટલે એ એ હાથ કરવાનો જે ઉપાય મેં બતાવ્યો છે તેના કરતાં બીજો કોઇ સરસ નથી. અને તે સિવાય તે હાથ પણ આવે તેમ નથી. આમાં

ઢીલ કરવાનું કામ નથી. એ ચકલા પૂજ્ય છે, જો, એને જરા પણ શંકા ગઈ તો હાથમાંથી છટકી જશે. અને જુઓ ! મારા કહ્યા પ્રમાણે કામ કરવું હોય તો હમણાંથી જ તેનો આરંભ કરો."

ભવાની તે વખતે ઊભો થયો. પરંતુ સોહનલાલ બેઠો વિચારતો જ રહ્યો. આ જોઈને ભવાનીએ ખીજાઈને ક્રોધપૂર્ણ સ્વરે કહ્યું– " વિચાર શું કરે છે ! અગર મારા કહ્યા પ્રમાણે કામ કરવાની હિમ્મત નથી. તો હું તારૂં રક્ષણ કઈ રીતે કરી શકું ! નક્કી તારે જેલમાં જવું જ પડશે. ત્યાંનુ કષ્ટ ભોગવવું પડશે ! ત્યારે એમ ન કહેતો કે મને બચાવવા માટે કોઈએ કાંઈ કર્યું નહિ."

સોહનલાલે કહ્યું—" સારૂં ! તમારી આજ્ઞાથી વળી એક નવો ગુન્હો કરવા તૈયાર થાઉં છું."

સંધ્યા થવા આવી હતી. તેવે વખતે સોહનલાલ દુકાનની બહાર નીકળ્યો, અને આગળ ચાલ્યો, કનૈયો પણ બત્તીના થાંભલા પછવાડે પડયો. અને બંને સડક પર વાંકા-ચોર થઈ ગયા.

આ બન્ને દેખાતા બંધ થયા ત્યારે ભવાની દુકાનમાંથી બહાર આવ્યો, એણે રસ્તા પર નજર ફેંકી તો જોવામાં આવ્યું કે ભૂરા રંગની મોટર ગાડી ઊભી હતી. ત્યાં ગયો. ડ્રાઈવરને કાંઈક કહ્યું અને ગાડીમાં બેઠો, ગાડી ચાલવા લાગી.

મોટર ગાડી આડી અવળી ફરીને એક મોટા મકાન આગળ આવીને ઊભી રહી. ભવાની ઉતરીને એ મકાનમાં ગયો. એમાં કસાઈની દુકાનો હતી. ભવાની ક્યાંય ન રોકાતાં વચલે રસ્તે થઈને બીજા ચોકમાં આવ્યો, અને જમણી બાજુની એક કોટડીનું બારણું ખટખટાવ્યું, બે મિનિટ પછી બારણું ઉઘડયું, ઉઘાડનારે તેના મોઢા તરફ જોયું, ભવાનીને જોઈને તે સંકોચાયો. જરા પાછો હટયો અને બોલ્યો, " કોણ ભવાની ! સરદાર ભવાની ? "

ભવાની એ કોટડીમાં દાખલ થયો અને ખંધુ હસ્યો. " કેમ ! આનંદીલાલ ! તું મને ઓળખી શકયો, સારી વાત છે."

આનંદીલાલે કહ્યું—" અરે ! આપને ન ઓળખી કાઢું ? તમને જોતાં જ મારૂં દિલ–હૃદય કંપવા લાગ્યું છે, શું મારૂં કાંઈ કામ છે ?"

ભવાનીએ, આનંદીલાલને પછવાડે આવવાનું કહીને આગળ વધ્યો, અને તે બીજા એક દરવાજા પાસે જઈને આનંદીલાલને કહ્યું– " તારી વાતથી મને લાગે છે કે, મને જોઈને તું રાજી થયો નથી. આટલા લાંબા ગાળા પછી મારા જૂના સાથીદાર પાસેથી હું આવી આશા ન રાખું ! દરવાજો બંધ કરીને મારી સાથે ચાલ, તારી સાથે મારે જરૂરી વાત કરવી છે. ડર નહિ."

આનંદીલાલે દરવાજો બંધ તો કર્યો પછી ડરતો ડરતો ભવાની સાથે બીજી કોટડીમાં ગયો.

ભવાનીએ ઓરડીની ચારે દીવાલ તરફ જોઈને કહ્યું–" આનંદીલાલ ! તમારી દુકાનની કોટડીઓ ખૂબ મજબૂત અને નિર્જન જેવી લાગે છે. બહારનો ઘોંઘાટ અહિં આવી શકતો નથી. "

ભવાની આ વાત શા માટે કરે છે તે તેના સમજવામાં ન આવ્યું. આનંદીલાલ તો એના મોઢા તરફ જોઈ રહ્યો હતો ત્યારપછી એણે બ્હીતાં બ્હીતાં કહ્યું—" અમો આંહિ નિશ્ચિંત રહીએ છીએ."

ભવાની એકાએક ગંભીર થઈને દૃઢ સ્વરે બોલ્યો. " જો આનંદીલાલ ! પહેલાથી જે બનાવો બની ગયા છે. તેની યાદ આપવા માંગતો નથી. એ બધી ભૂતકાળની વાતો ભૂલાઈ ગઈ હોય તો થયું. કોઈ વખતે તેં એવું ભયંકર કામ કર્યું હતું કે તને બચાવનાર, ભંગાડનાર હું હતો. જેલયાત્રાએ જતા મેં તને બચાવ્યો છે, એ બધી સહાયતાઓ તું ભૂલી ગયો છે. પેલી ઘટના બની ગયા પછી જાણે તું મને ઓળખતો જ નથી એવો વર્તાવ કરવા માંડયો છે. જાણે આપણાં વચ્ચે ઓળખાણ પણ નથી. "

આનંદીલાલે ગળું ખુંખાર્યું અને કહ્યું-" બરાબર છે. મેં તમારો સંગ છોડી દીધો છે, એનો અસ્વીકાર હું કરતો નથી. પરંતુ આપને પણ યાદ હોવું જોઈએ કે જાતજાતની લાલચ આપીને મને પાપના રસ્તે ખેંચી લઈ ગયા હતા. અને તમારા ભરમાવ્યા પ્રમાણે મે કુકર્મો કર્યા અને તમારી કમાણીમાં પણ ઉમેરો કર્યો. અને તમોએ તો મને તમારૂં હથીઆર બનાવ્યો હતો. મારા પર આફત આવી ત્યારે મને સહાયતા કરી એ પણ બરાબર છે, એટલું જ સત્ય છે, પરંતુ એમાં પણ તમારો ભરપૂર સ્વાર્થ હતો. હું ફોજદારી સાક્ષી બનું-વાને તાજ નો સાક્ષી બનું તો આપ બચી શકો તેમ ન હતા. પરંતુ તેમ ન કર્યું- કારણ કે હું તમારાથી ડરતો હતો. આજે આ અલકાપુરમાં તમારા નામથી સૌ કોઈ ડરે છે. ભલભલા અમલદારો પણ તમારી ઝપટે ચડતા ડરે છે. અને એ પણ નક્કી કે ઝપટે ચડયો એટલે ઉડયો. પેલો અક્કલબાજ સીગરેટના વેપારમાં પડયો-તે તેનાં સુપડા સાફ સાફ કર્યા, પેલા દામાણીને દમ આપ્યો અને બીજી સવારે તે મૃત્યુ પામ્યો. અમૃત લોટરીવાળાને ભૂખ ભેગો કર્યો, અંતે એ પણ મરણ પામ્યો, તમારા પરાક્રમના કાંઈ પાર છે ! પાપના રસ્તામાંથી કોઈ બચી જવા પામતું નથી. એમાં સુખ નથી, શાંન્તિ નથી, આવું સમજી લીધા પછી, જાણ્યા પછી એ રસ્તાનો ત્યાગ કર્યો છે. મેં હવે સત્ય રસ્તે જીવન વિતાવવાનો નિશ્ચય કર્યો છે. પાંચ વરસમાં મેં જે કાંઈ મેળવ્યું છે. તેટલું અનીતિના રસ્તે ન મળે અને માનો કે મળ્યું હોત તો, એ રહેત નહિ. એમાં શાંન્તિ ન હોત ! સંતોષ ન હોત ! સુખ ન હોત ! ભગવાન પાસે પ્રાર્થના કરૂં છું કે આપ જેવાની મુલાકાત ન થાય. પરંતુ આજ તમો એકાએક મળવા આવ્યા, હું નથી જાણતો કે તમો કોઇ સારા કામ માટે આવ્યા હો. આપનો સત્કાર કરવો એ મુજ ગરીબની શક્તિની બહાર છે."

આનંદીલાલની વાત સાંભળીને ભવાની ભયંકર રીતે હસ્યો. એ હાસ્યમાં મશ્કરી અને અવજ્ઞા હતા. એણે માથું ઊંચું કર્યું. સીગરેટ

સળગાવી અને કહ્યું—" તું તો મોટો સાધુ થઈ ગયો, ભક્ત થઈ ગયો, તારી ચાલ મારાથી અજાણી નથી. કોઈ વેરાન જંગલમાં માથું નીચું કરીને સુવર-ધારમાં ચાલ્યો આવતો હોય પણ એ કાંઈ ભક્ત નથી. એની દાતરડી ભલભલાના પ્રાણ લઈ લ્યે છે. મેં માની લીધું કે તું ભક્ત થઈ ગયો છે. પરંતુ મારા મિત્રો સાધુ બની જાય તો પણ મારે જ્યારે જરૂરત પડે, કામ પડે હું એના પાસે કામ કરાવવા શક્તિવાન છું, મારો સ્વભાવ જ એવો છે, મારા મિત્રો ભલે જુદા પડી જાય, પણ જ્યારે મારે તેની જરૂરત પડે ત્યારે હું એને છોડી શકતો નથી. તારી સહાયતાથી મારૂં એક કામ થવાનું છે. એમ માનીને તો હું તને મળવા આવ્યો છું, હું એ જાણવા નથી ઈચ્છતો કે તારી મરજી મને સહાયતા કરવાની છે-કે નહિ ! તારી ઈચ્છા હોય કે ન હોય, મારી આજ્ઞાનું પાલન કરવું જ પડશે. સમજ્યો આનંદીલાલ-મારી આજ્ઞા છે, મારો હુકમ છે."

આનંદીલાલ—" નહિ, નહિ ! મારા પર કૃપા કરો. દયા કરો મારૂં ગળું ન દબાવો. હું જાણું છું કે તમો જે કાંઈ કામ બતાવશો તે પાપથી ભરેલું હશે. મને ક્ષમા કરો હું કોઈ પણ રીતે તમોને સહાયતા કરી શકું તેમ નથી. "

ભવાનીની આટલી વાતચીત સાંભળીને તે તેને પગ પડયો. " મને આ રીતે ફસાવો નહિ, દયા કરીને મારૂં નામ લેવું મૂકી દયો. "

ભવાનીએ હસીને કહ્યું—" હું તને જેલ મોકલવા નથી ઈચ્છતો, પરંતુ મતલબ વિના દયા કરૂં, એવો મારો સ્વભાવ જ નથી; હું એવો બેવકૂફ નથી; મારી દયા જોઈતી હોય તો તેની કિંમત આપવી પડશે. એટલે કે આ મારૂં કામ કરવું પડશે. બીવા જેવું નથી. મારૂં આ કામ કરવામાં તારૂં કાંઈ બગડવાનું નથી. "

ભવાનીની વાતથી આનંદીલાલને ધરપત ન મળી. એ ગભરાઈ ગયો. પરંતુ ભવાનીએ એના ગભરાટની પરવા ન કરી અને કહ્યું—

" આ મકાનનો બધો ભાર તારા ઉપર છે, અહિં જાતજાતના માંસ, ફળો અને પીણાંઓ રખાય છે, અને બરફ દ્વારા વૈજ્ઞાનિક ઉપાયથી એ સૌને ઠંડા રાખવામાં આવે છે. મારા કામ માટે એ ગુદામ જોઈએ. મારા ઉપયોગનું એ જ છે. શું રાતના તું એકલો જ રહે છે !"

આનંદીલાલ—" હા, સવારના આઠ વાગ્યા સુધી મારે જ રહેવું પડે છે. બીજું કોઈ અહિં રહેતું નથી. "

ભવાનીએ કહ્યું-" સારી વાત છે. આજની રાત્રી તારે અહિં રહેવું નહિ પડે. તારા રહેવાથી મારા કામમાં હરકત પડે છે—આવે એવું છે, અહિં કોઈને આવવા નહિ દઉં. આ સિવાય અન્ય સહાયતા મારે તારા પાસેથી જોઇતી નથી. આ મારી નજીવી માંગણી સ્વીકાર વામાં નહિ આવે તો તારી બદનામી મારી મુઠ્ઠીમાં છે. તું જાણે છે ને કે હું ભામટા ભવાની છું."

આનંદીલાલને જો બીજો કોઈ આમ કર બતાવત તો એ એને ગણે જ નહિ, અને હસીને ઉડાડી દે. પરંતુ ડાકુ સરદાર ભામટા ભવાનીને એ પૂરી રીતે જાણતો હતો. આનંદીલાલમાં ઇનકાર કરવાની શક્તિ ન રહી. એક વાર એ ભવાનીના ફંદામાં ફસાઇ ચૂકેલો છે, એણે છૂટવાનો ઘણો વિચાર કર્યો પણ એ છૂટી ન શકયો. ભવાની એને રાતના વખતે અહીંથી શા માટે હટાવવા માગે છે, એ ન સમજી શકવાથી એણે ગભરાટથી પૂછ્યું—" આપ આપની મતલબ સાફ સાફ જણાવો. પહેલાં એ હું જાણી લેવા ઇચ્છું છું "

ભવાનીએ ડોકું ધુણાવતા કહ્યું—એ જાણવાથી તને કાંઈ લાભ થવાનો નથી. એ જાણવાનો પ્રયત્ન ન કરો. હું પહેલા કહી ચૂકયો છું કે આમ સહાયતા કરવાથી તારૂં કાંઈ બગડી જવાનું નથી તારા બરફના ઠંડા ગોદામની હું પરીક્ષા લેવા માગું છું. અને એ પરીક્ષા ગુપ્ત છે. આજની રાત તને છુટ્ટી આપવામાં આવે છે.

આનંદીલાલે કહ્યું—" આપ કઈ જાતની પરીક્ષા લેવા માંગો છો ? "

ભવાનીએ કહ્યું–" બહુ મામુલી વાત છે. નકામી જીભાજોડીમાં વખત ગુમાવવો એ વ્યાજબી નથી. તેં મારો ઘણો સમય બગાડયો છે. હવે હું જે કાંઇ કહું તે સાંભળ ! તારા આ કપડાં ઉતારી દે, અને ચાવી મારે સ્વાધીન કર, ત્યારપછી જ્યાં જવું હોય ત્યાં જા. આનંદમાં રાત પસાર કરવા માટે અલકાપુરમાં ઘણાં સ્થાનો છે. રાત્રીના અગિઆર વાગ્યા પહેલા તું નહિ જઈ શકે. મોડી રાતના તારે આવવું કે ન આવવું તે પછી તારા જાણવામાં આવશે. "

આનંદીલાલ–" તમો એવું કોઇ કામ ન કરતા કે જેમાં હું ફસાઈ જાઉં. "

ભવાની–" કેટલી વાર કહું ! મારા બોલવા પર તને વિશ્વાસ નથી ? હું અહિં છું એ કોઇ જાણી શકનાર નથી. દુકાન છોડતી વખતે જે ચીજ જ્યાં પડી હશે ત્યાંજ હશે, એમાં કાંઇ ફેરફાર થવાનો નથી. આથી વધારે શું ઇચ્છા છે ? "

આનંદીલાલને આથી વધારે પૂછવાનો વિચાર ન થયો–કરી ન શકયો. એણે પોતાના કપડા બદલી નાખ્યા, ચાવી આપી દીધી અને તે રવાના થયો. લોકોની નજર ચૂકવી તે બરફના ખંડ પાસેથી એ બહાર નીકળી ગયો.

ભવાનીએ એને શાન્તવન આપ્યું હતું પણ તેમાં એને વિશ્વાસ ન હતો. એના મનમાં અનેક જાતની ચિંતાઓ આવવા લાગી- એણે મનમાં ને મનમાં વિચાર્યું કે " ભવાની કહેતો હતો કે એ કોઇની સહનશીલતાની પરીક્ષા કરવા માંગે છે, કયાંક એ તો નહિ કરે કે મરતા પહેલા માણસ ઠંડીની અસર કયાં સુધી સહન કરી શકે છે ! એના માથા પર શેતાન સ્વાર છે, ન કરે એટલું ઓછું !"

આનંદીલાલના ગયા પછી પણ ભવાની ત્યાં બેસી રહ્યો. એક

કલાક પછી ત્યાં સોહનલાલ આવ્યો, કનૈયો તેની પછવાડે જ હતો. તેણે જોયું કે તે અલકાપુરની ફૂલ-ફળો માંસ, પીણાં આદી ઠંડા રાખતી કે પછીની દુકાનના ગોદામમાં ગયો. ઘણો વખત થયો છતાં તે પાછો ન આવ્યો એટલે કનૈયાને થયું કે સોહનલાલ ત્યાં શું કરે છે? ચાલ જોઉં. તે અંદર આવ્યો ને અરધા ઊઘાડા પડેલા બારણા-વાળી દુકાન આગળ આવ્યો, ત્યાં ઊભો રહ્યો. એને જરાપણ ખ્યાલ ન હતો કે એનો એક મોટો શત્રુ ત્યાં એની રાહ જોઈ રહ્યો હતો.

કનૈયાએ બારણામાં ડોકું નાખ્યું કે-પાછળથી કુદકો મારીને ભવાનીએ એના શરીર પર કપડું ઢાંકી દીધું અને જોરથી ગળું દબાવ્યું, કે એ કાંઈ બોલી ન શકયો.

કનૈયો મનમાં પામી ગયો કે મારી જરાશી બેવકુફીથી હું ફસાઈ ગયો. એણે એમાંથી છૂટવા માટે ઘણો ઘણો પ્રયત્ન કર્યો, પણ કપડામાં આબાદ રીતે ફસાઈ ગયો હતો, કે જે હાથ-પગ પણ હલાવી શકતો ન હતો. એણે પગની લાતો લગાવી, પણ ભવાનીએ પગમાં એક ડંડો એવો જમાવ્યો કે-બધું બંધ.

સોહનલાલ દૂર ઊભો ઊભો આ બધું જોયા કરતો હતો. અને ભવાનીનું બહાદુરીભર્યું કામ જોતો હતો. શત્રુ પકડાઈ જવાથી તે આનંદમાં આવી ગયો, અને ભવાની પ્રત્યે કહ્યું-" ડાકુ સરદાર ભવાની! ઉંદર ફસાઇ ગયો."

ભવાની-" આ ઉંદર નથી. એ તો છછુંદર છે, જરાપણ ગળા પરથી હાથ ઉપાડું તો રાડારાડ કરીને મકાન ગજાવી મૂકે. મેં એને ગળેથી પકડયો છે, તું એના પગ પકડીને ઉપાડ એટલે નક્કી કરેલા સ્થળે લઇ જઇએ."

સોહનલાલે ત્વરાથી દરવાજો બંધ કરી દીધો, કનૈયાના બન્ને પગો ઉપાડયા, ભવાનીએ ગળે હાથ રાખી ગરદન ઉપાડી, ચાદરમાં કનૈયો આબાદ ફસાઇ ગયો હતો. એ જરાપણ તોફાન કરી શકતો નહોતો. સોહનલાલે જ્યારે એના પગ પકડયા ત્યારે પગને કનૈયાએ સંકોડી લીધા હતા. અને જ્યારે એ સંકોડેલા પગોને સોહનલાલે સ્પર્શ

કર્યો ત્યારે એવા જોરથી લાત લગાવી કે સોહનલાલના મોઢામાંથી "બાપરે !" શબ્દો બહાર પડી ગયા. એણે ઊઠીને પાછા કનૈયાના પગ પકડી લીધા અને બન્ને બીજી તરફ ગયા.

બીજા ખંડમાં ગયા પછી તેને એક ખાટલામાં મૂકવામાં આવ્યો અને ભવાનીએ કહ્યું–"જો, સોહન! આનું ગળું દબાવી રાખ, હું આ આવ્યો." સોહનલાલે માથા પરનું કપડું કાઢીને કનૈયાનું ગળું પકડી દબાવીને બેઠો. ભવાનીએ બીજા ખંડમાં આવીને વસ્ત્ર બદલાવ્યા, અને એક મોટું કપડું પોતાના અંગ પર પહેર્યું, અને એવું જ બીજું કપડું લઈને તે સોહનલાલ પાસે આવ્યો અને તેને તે કપડું આપતા કહ્યું–"આ પહેરી લે, તે પહેર્યા વિના આપણે જ્યાં જવાનું છે, ત્યાં પહોંચાય તેમ નથી.

સોહને કનૈયાને ભવાનીને સોંપ્યો. પછી વસ્ત્ર પહેરી લીધું. ત્યાર-પછી બન્ને કનૈયાને ઉપાડીને એક નાની કોટડીમાં આવ્યા. એ કોટડીમાં એક સીડી હતી. ત્યાંથી જમીનમાં ઊતરવાનું હતું. અને સીડી ઊતર્યા પછી જ્યાં બરફના પ્રમાણેનો ખંડ હતો ત્યાં ગયા. અહિંથી દરેક વિભાગમાં ફ્રુટ–પીણાં–માંસ વિગેરેને ઠંડાઈનું પ્રમાણ અપાતું હતું. આંહિ આવ્યા પછી, મોટું કપડું પહેર્યું હતું. છતાં સોહનલાલ ધ્રુજતો હતો. આ જગ્યાને "ઠંડુ ગોદામ" નામ આપવામાં આવ્યું હતું. એની અંદર મીટર ગોઠવવામાં આવ્યું હતું, કે જેથી ઠંડીનું પ્રમાણ વધુ ઓછું થઈ શકતું હતું, આવા ભયંકર ગૃહમાં કનૈયાને મૂકવામાં આવ્યો.

સોહનલાલે તો ઠંડી સહન ન થઈ શકવાથી ભવાનીને કહ્યું–"બાપરે! આ તે ઠંડી છે કે મોત! મારૂં લોહી ઠરવા લાગ્યું ! ભવાની સરદાર !"

એનો જવાબ ન આપ્યો. આ ગોદામમાં નાની નાની કોટડીઓ હતી. અને તેમાં પણ વધુ–ઓછી ઠંડીનું પ્રમાણ હતું. અને આનંદી-લાલ પાસેથી જાણી લીધું હતું કે ઠંડીનું વધારે પ્રમાણ કઈ કોટડીમાં છે!

એ કોટડીમાં ત્યાંથી કનૈયાને લઈ જવામા આવ્યો, ત્યાં પહોંચ્યા કે તુરતજ સોહનલાલે કહ્યું–"શું આ બરફનો દેશ છે! અહિં તો પારો પણ જામી જાય."

આ કોટડીમાં એક ટેબલ હતું. તેના પર કનૈયાને સુવાડવામાં આવ્યો, તેના માથા પરથી કપડું કાઢી લેવામાં આવ્યું. એનો શ્વાસ ચાલતો હતો, ભવાનીએ તેનું ગળું મૂકી દીધું અને કહ્યું–" હવે તું તારે જેટલી રાડો પાડવી હોય તેટલી પાડ અમને એનો વાંધો નથી."

ભવાનીએ કનૈયાના હાથ-પગ સારી રીતે બાંધો લીધા હતા. એનામાં હલનચલનની શકિત ન હતી, પરંતુ એ સાવધ હતો. એ મીંચેલી આંખોથી ભયંકર ભવાનીને જોઈ રહયો હતો. ન એણે બૂમ પાડી કે ન એ કશું બોલ્યો.

થોડો વખત જવા દઇને ભવાનીએ પૂછ્યું—" તું શું મતલબથી મારા મિત્રની પછવાડે પડયો હતો! હું સાચી વાત સાંભળવા માગું છું, સાચું કહીશ તો તને કાંઇ વાંધો નહિ આવે, સમજ્યો!"

કનૈયાએ કડકાઇથી જવાબ આપ્યો–" નાયક ભવાની! હું તને ઓળખું છું. અને તું પણ મને ઓળખે છે, ઓળખી ગયો છે, એ હું એ પણ જાણી શકયો છું. તારા પ્રશ્નનો પ્રતિઉત્તર મળનાર નથી."

કનૈયાનો જવાબ સાંભળીને એને ક્રોધ ચડયો, એણે જોરથી બૂમ પાડીને કહ્યું–" જો છોકરા! હું સારી રીતે જાણું છું કે તું જીદ્દી છે. પરંતુ તને ખબર નથી. મારી સાથે અવિવેકથી વરતીશ તો પરિણામ શું આવશે! બેવકૂફ! એટલું પણ જાણતો નથી. મારી સાથે લુચ્ચાઈ રહેવા દે."

કનૈયાએ બેપરવાઇથી જવાબ આપ્યો-" હું જાણું છું કે તું કેવો નરપિશાચ અને નરરાક્ષસ છો! મારા ખ્યાન બહાર નથી. પરંતુ તારી પરવા હું કરૂં તેવો નથી."

ભવાની પોતાનું મોઢું, કનૈયાના મોઢા પાસે લઈ ગયો અને બોલ્યો—

" ત્યારે તું નહિ બતાવે કે આનો પીછો કેમ કરી રહ્યો હતો ?"

કનૈયાએ એટલી જ મક્કમતાથી જવાબ આપ્યો–" નહિ. હું કોઈ પણ વાત કહેનાર નથી. હું સારી રીતે સમજી શક્યો છું, તું આ માણસનો સલાહકાર છે, તેં એના સાથે ભળીને આ કુકર્મ કર્યા છે, એ તો તારા નામનો જ રિપોર્ટ મારે કરવો પડશે. "

આ વાત સાંભળીને સોહનલાલને ક્રોધ આવ્યો અને તે પડખે આવીને ઠોંસો અજમાવવા જાય છે, ત્યાં તેને ભવાનીએ રોક્યો અને કહ્યું– "તું રહેવા દે, એને તો હું જ ઠીક કરીશ. "

સોહનલાલે કહ્યું—" પણ, જો જો, આ શેતાન ભાગી ન જાય."

ભવાની—" મારા કબજામાંથી એ ભાગી શકે છે ! શું તું મને જેવો તેવો સમજે છે ! એની તાકાત શું છે કે અહિંથી છટકીને ભાગે. આજ તો મારી જાતને સદાને માટે બચાવવા, એનો અંત લાવીને જ રહીશ."

ભવાનીએ એ એક મજબૂત શણની દોરી લીધી, અને તે કનૈયાના હાથની આંગળીઓને બાંધી, દોરીના બન્ને છેડા પોતાની હથેળી વચ્ચે રાખીને એ વળ દેવા લાગ્યો, આથી દોરી કનૈયાની આંગળીઓમાં ઘૂસતી જણાઈ, કનૈયાના શરીરને લાકડાની પાટ સાથે એવું મજબૂત રીતે બાંધ્યું હતું કે તે જરા પણ ફરી કે હાલી, ચલી શકતો ન હતો. એની આંગળીઓમાં અસહ્ય દરદ થતું હતું પરંતુ તે હાથ પણ ખેંચી શકતો ન હતો.

દોરીને વળ દેતા એણે સોહનલાલને કહ્યું—" મિત્ર ! આનું પરિણામ શું આવશે તે જાણે છે ? "

દર્દના લીધે કનૈયાએ પોતાનું મોં બગાડયું, પરંતુ એની આંખોમાં એ દર્દ ન હતું. એ ચુપચાપ દર્દ સહન કરતો પડયો હતો.

ભવાનીએ કહ્યું—" મારી વાત તારા કાન સુધી પહોંચી કે નહિ કનૈયા ? "

કનૈયો ચુપ રહ્યો. એની સહનશીલતા, અને મતની દૃઢતા જોઇને ભવાની મનમાં ને મનમાં ખિજાયો. એણે પોતાનો હાથ ઉપાડ્યો, અને કનૈયાના મોઢા પર આબાદ થપ્પડ જડી દીધી. આ જોરદાર થાપડથી કનૈયાનું મોઢું લાલ થઇ ગયું, અને કેટલોક ભાગ સુજવા માંડ્યો.

કનૈયાએ કાંઇક પોતાની જાતને સંભાળી અને કહ્યું—“ કાયર પુરૂષ ! આ રીતે મને બાંધીને થપ્પડ મારતાં તને શરમ નથી આવતી ? પરંતુ મારી પણ આ ભૂલ છે કે હું એક પશુ પાસે આવી વાત કરૂં છું. તું ગમે તેટલો અત્યાચાર કરે, પરંતુ હું તારી વાતનો જવાબ આપનાર નથી; અને મને મારી નાખવાથી તને કાંઇ ફાયદો થનાર નથી.”

ભવાનીએ કહ્યું—“ મને લાભ કે નુકશાન થાય તેનો વિચાર તારે કરવાનો નથી, તું જીવતો અહિંથી જઇ શકનાર નથી. હું અહિંથી જઇશ ત્યારે આ કોટડીની અંદરની શીતળતાનું પ્રમાણ એટલો વધારતો જઇશ કે, તારા શરીરનું લોહી જામી જશે. અને અહિં પડયો તારો જીવ જાય તે જોયા કરજે.”

ભવાની, સોહનલાલને લઇને, તે કોટડી બંધ કરી, બીજી કોટડીમાં ચાલ્યો ગયો, જ્યાં શીતળતા વધારવાનું મીટર હતું, તેણે ત્યાં જઇને તુરત જ સ્વીચ દબાવી.

કનૈયો પાટ પર બંધાયલો પડ્યો હતો, એના મોઢા પર બરાબર વીજળીનો ગોળો બળી રહ્યો હતો. એણે પડયા પડયા જોયું કે કોટડીની દિવાલમાં, અને છત્રપત્ર શીતળતાના કણો જામતા જતા હતા. આસ્તે આસ્તે શીતળતા વધવા લાગી, અને કનૈયાને એટલી શીતળતા લાગી કે એનો શ્વાસ જોરથી ચાલવા લાગ્યો; એની છાતી દબાવા લાગી, એ સમજી ગયો કે ભવાનીએ કનૈયાએ મનમાં ને મનમાં વિચાર્યું–ખરેખર હું બેવકૂફ છું, પણ હું ક્યાંથી જાણી શકું કે સોહનલાલને સહાયતા કરનારાં આ શેતાનનો સાથી ભયંકર ભવાની

છે, એ મને સ્વપ્ને પણ ખ્યાલ ન હતો. એક જરા પણ અણુસારો ખબર પડી ગઈ હોત તો આજે અને અત્યારે હું કેદમાં ન હોત! અહિંથી કોઈ પણ રીતે છુટકારો મેળવું તો-બધી વાત ગુરૂજીને કહું, અને મારી વાત સાંભળીને તેઓ હેરાન પામી જશે!"

મિ. જનાર્દને સર સાહેબ પાસેથી જે કાંઈ વાતો સોહન-લાલની બાબતમાં સાંભળેલી તે બધી, કનૈયાને કહેલ હતી, ત્યાર પછીની બીજી કોઈ પણ વાત તેના જાણવામાં ન હતી. પરંતુ આ રીતે કેદ પકડાઈ ગયા પછી તે જાણી શકયો કે આ ભયંકર કાર-સ્તાનનો મુખ્ય માણસ કોણ છે! ગુરૂજીએ બરોબર કહ્યું હતુ કે આ સોહનલાલની બુદ્ધિનું કામ નથી, આની પાછળ કોઈ ભયંકર-ભેદી હાથ છે. અને તેમ જ બન્યું છે પરંતુ તેઓ જાણવા ન પામ્યા કે આ ભયંકર હાથ ડાકુ સરદાર ભવાનીનો છે.

કનૈયાએ પોતાના હાથના બંધન ઢીલા કરવાનો પ્રયત્ન કર્યો, પરંતુ પરિણામ કાંઇ ન આવ્યું. અને વધારે મુશ્કેલી દેખાવા લાગી, અને બીજી બાજુ ઓરડીની ઠંડીનું પ્રમાણ વધતું જતું હતું. વીજ-ળીનો દીવો પણ પોતાનો પ્રકાશ વધારે ને વધારે ફેલાવતો ગયો, એ પ્રકાશમાં કનૈયાએ જોયું કે પોતાના મોઢામાંથી નીકળતો શ્વાસ ધુમાડાના જેવો નીકળે છે.

આસ્તે આસ્તે છાતીની નીચેનો ભાગ નકામો થતો જતો હોય એમ લાગ્યું. એણે પગ હલાવવાનો પ્રયત્ન કર્યો, પરંતુ તેનાથી તે ન બન્યું, એ લાકડાની જેમ જકડાઈ ગયો હતો. આ ખંડમાં એને હવા ઓછી જણાવા લાગી, અને તે હાંફવા લાગ્યો. શરીરમાં ફરતું લોહી પણ એને આસ્તે આસ્તે ફરતું-હલન-ચલન થતું હોય એમ લાગ્યું, અને વીજળીનો સફેદ પ્રકાશ એને લીલો દેખાવા લાગ્યો, એની આંખ બંધ થઇ ગઈ, શ્વાસ પણ અટકતો લાગ્યો. કટકે કટકે શ્વાસ લેવાતો હોય એમ લાગ્યું, એ સમજી ગયો કે આ બેહોશીના લક્ષણ છે, આ

નિદ્રા છેવટની નિદ્રા છે. ગુરૂજીને ખબર પણ નહિ પડે કે–આટલું બોલતા બોલતા તો તેની જબાન બંધ થઈ ગઈ. એ બેહોશ થઈ ગયો. એ પરલોકની તૈયારી કરવા લાગ્યો, જીન્દગીમાં, ઘણા ઘણા કષ્ટો કનૈયાએ અનુભવ્યા હતા, પરંતુ આ વખતે તેને જીવનની આશા છોડવી પડી. પરંતુ એ હજી મોતની ઠેઠ–નજદીક સુધી પહોંચ્યો ન હતો.

કનૈયો જે કોટડીમાં હતો, તેની ઉપરની કોટડીમાં નાનું સરખું ઈન્જીન ચાલી રહ્યું હતું. નરરાક્ષસ–શેતાનનો સરદાર ભયંકર ભવાની એક મોટા કપડાને અંગ પર લપેટીને ત્યાં બેઠો હતો, અને એક ધ્યાનથી–ઠંડી વધારવાના યંત્રની તરફ એકધ્યાને જોઈ રહ્યો હતો. સોહનલાલ ચુપચાપ તેની પાસે બેઠો હતો. અને એણે વિચાર્યું કે "આ વખતની આફતમાંથી તો બચ્યો. હવે મને ભયનું કારણ નથી."

ભવાની પણ મનમાં વિચારતો હતો કે—"જાસુસ જનાર્દનનો શિષ્ય કનૈયો હજી મરણ નહિ પામ્યો હોય! હવે એની મોતની તૈયારી છે, એનું મોત થવાથી જનાર્દનનો એક હાથ ભાંગી જશે, અને ત્યાર પછી આજ રીતે જાસુસ જનાર્દનનું પણ કાસળ કાઢીને અંધારી દુનિયાનો બેતાજ બાદશાહ આ ભયંકર ભામટો ભવાની બનશે."

: ૭ :

મિ. જનાર્દને સરકારી જાસુસ ચંપકલાલને પૂછ્યું કે—"ત્યારપછી તમોએ એક વાર પણ કનૈયાને જોયો નથી?"

ચંપકલાલાએ કહ્યું—"નહિ, મિ. જનાર્દન, ગઇ કાલે મેં જ્યારે સોહનલાલને જોયો, તે વખતે કનૈયાની પાસે જઈને મેં વર્તમાનપત્ર ખરીદ્યું, અને તે વખતે મેં સોહનલાલની ઓળખાણ આપી

દીધી. કનૈયો ત્યારે તરત જ તેની પછવાડે લાગ્યો, એ વખતે સાંજ પડવા આવી હતી, મારૂં કામ પૂર્ણ થએલું માની હું તો ઘરે ચાલ્યો આવ્યો હતો."

મિ. જનાર્દને કહ્યું—" ત્યાર પછી એ અહિં પાછો આવ્યો જ નથી. મને જાહેર કર્યા વિના એ કદી પણ રાત્રીના વખતે બહાર રહેતો નથી. સમજાતું નથી કે હજી એ કેમ આવ્યો નહિ! આફત-માં જ ફસાયો હશે, નહિતર તો જરૂર મને મળી જાત."

ચંપકલાલે કહ્યું—" મોહનલાલ મોટો પાજી અને ધૂર્ત છે. મને તે વખતે થયું હતું કે હું કનૈયાને સાથ દઉં, પણ, કનૈયાની ઇચ્છા મારો સાથ લેવાની જણાઇ નહિ, અને બે માણસો એક આદમીનો પીછો પકડે તો વખતે તે ભડકી ઊઠે."

જનાર્દન ઉઠીને ખંડમાં આમથી તેમ આંટા મારવા લાગ્યા. કનૈયાને માટે એનું ચિત્ત વિહવળ દેખાવા લાગ્યું, ક્યારે ય પણ ચલિત ન થાય એવું ચિત્ત આજ ચલિત દેખાવા લાગ્યું, એની વ્યાકુળતા વધતી લાગી. એમણે કેટલીક મિનિટ પછી કહ્યું—" કનૈયો કેટલીયે વાર સંકટમાં પડી ચૂક્યો છે, તેના માટે મેં ઘણીએ વાર કુશંકાઓ કરી છે, પરંતુ આટલી વ્યાકુળતા કયારેય પણ દેખાણી નથી. ચંપક-લાલ! જરૂર એ આફતમાં સપડાયો છે, મારે સોહનલાલની શોધમાં જવું પડશે; અને તેમાં તમારી સહાયની જરૂર છે. એ જે હોટલમાં રહેતો હતો. ત્યાં જવું વ્યાજબી નથી, કારણ કે ત્યાંથી તો તે બદલી ગયો છે. તમો આ સિવાય એનું કાંઇ રહેઠાણુ જાણો છો!"

ચંપકલાલાએ કહ્યું—" સોનાવાલા કલબમાં એનો અડ્ડો છે. આ કલબમાં મોટે ભાગે બહાર ગામના જ લોકો આવે છે, આ કલબના માલિક સાથે મારો પરિચય છે, અને એ સારો માણસ છે એનું નામ ગણેશિયો છે. તમારી ઇચ્છા હોય તો એના પર ચિઠ્ઠી લખી આપું. આપ તેને મળો."

જનાર્દન—" એમ જ કરો."

ચંપકલાલાએ પોતાના ખિસ્સામાંથી પોતાના નામનું કાર્ડ કાઢયું. તેના પર બે લાઈન લખી નાખી અને કાર્ડ મિ. જનાર્દનને દેતા કહ્યું–" આટલું તો ઘણું છે."

ચંપકલાલાના ચાલ્યા ગયા બાદ મિ. જનાર્દન પોતાના સૂવાના ખંડમાં ગયો, અને ત્યાંથી અરધા કલાક પછી બહાર આવ્યા, એના સાફ ચ્હેરા પર મૂંછ–અને દાઢો ઉગેલા દેખાતા હતા, જાણે કેમ રસોઈનું કામ કરતા કરતા એ ઘરડા થઈ ગયા હોય!

જ્યારે એ સોનાવાલા કલબ પહોંચ્યા ત્યારે બાર વાગ્યા હતા. માત્ર દસ મિનિટ ઊભા રહ્યા પછી મિ. જનાર્દનને કલબના માલિક સાથે મળવાની છૂટ મળી. બીજો હોટલનો નોકર એને ગણેશ પાસે લઈ ગયો.

મિ. જનાર્દને સલામ કરી ઊભો રહ્યો, તરત જ ગણેશે કહ્યું–" તમો નોકરી માટે આવ્યા છો ને! હમણાં હમારે ત્યાં જગ્યા ખાલી નથી."

મિ. જનાર્દને પોતાના ખિસ્સામાંથી ચંપકલાલાએ આપેલું કાર્ડ ગણેશની સામે મૂક્યું અને પછી સલામ ભરી અને કહ્યું—"

"આ ભલા માણુસ મને ઓળખે છે અને તેમણે કહેલું હતું કે ગણેશભાઈ નોકરી આપશો, હવે આપ આજ્ઞા આપો તે ખરી."

ગણેશે એ કાર્ડ જોઈને જનાર્દનને પગથી ઠેઠ માથા સુધી ગંભીર ભાવથી જોયા. આ છતાં પણ જનાર્દનને જરાએ સંકોચ ન થયો. જનાર્દને પાછું કહ્યું—" શેઠજીની કૃપા થાય તો સારૂં, બેકાર બેઠા બેઠા તો તકલીફ પડે છે."

ગણેશે કહ્યું—" પરંતુ આ ભલા માણુસ તો કાર્ડમાં લખે છે કે તમો એના મિત્ર છો."

મિ. જનાર્દને કહ્યું—" મોટા માણુસો સાથે ગરીબોનો પરિચય થયો એ કાંઈ મોટી વાત નથી."

ગણેશે કહ્યું—" અસંભવ તો નથી જ. કદાચ એમ હોય કે તમો બન્નેનો ધંધો જુદો જુદો હોય !"

મિ. જનાર્દને જીજ્ઞાસાભરી નજરે ગણેશ તરફ જોયું, પણ મોઢાથી કાંઈ બોલ્યા નહિ. ત્યારે ગણેશે ઊભા થઈને ખંડનું દ્વાર બંધ કર્યું અને જનાર્દન સામે આવી કહ્યું–" બેસો, શું વાત છે ?"

મિ. જનાર્દને કહ્યું––" આપ આપની હોટલમાં આવેલા એક માણુસને ઓળખાવી દો તો બહુ કૃપા થાય"

ગણેશે કહ્યું––" એ કોઈ મોટો બદમાશ છે ! એટલી વાત તો નક્કી છે કે આ હોટલમાં રહેવા આવનારા બધા બદમાશ, અને બદમાસોના સરદારો જ હોય છે. આ લોકોથી મને કેટલું સોષવું પડે છે તેનો ખ્યાલ તેઓને કયાંથી આવે ?"

મિ. જનાર્દન સમજી ગયા કે આ ગણેશ સાચો માણુસ છે.

મિ. જનાર્દને કહ્યું—" મને સહાયતા કરવાથી તમને જરા પણ દુઃખ નહિ થવા પામે, મારે તો એક માણુસના હલનચલન પર દેખરેખ રાખવાની જ છે, એનું નામ સોહનલાલ છે, અને મને ખાત્રી છે કે તે આ હોટલમાં જ આવે છે."

ગણેશે કહ્યું—" આપ જેની તપાસમાં આવ્યા છો, એથી મને નવાઈ લાગે છે, એ માણુસ થોડો વખત પહેલાં આવ્યો હતો, કદાચ એ ભોજનગૃહમાં બેઠો હશે, મારી હોટલ—કલબ આખો દિવસ ઉઘાડો રહે છે, છતાં વધારે ઘરાકી તો રાતના જ લાગે છે."

જનાર્દને કહ્યું—" કદાચ તે ભોજનગૃહમાં હોય તો હું પીરસવાનું કામ શરૂ કરી દઉં ! મને ત્યાં જવાની સગવડતા કરી આપો.

ગણેશ—" એ કાંઇ બહુ મોટું કામ નથી ! તમોને અમારી નિશાની આપું તે ખભા પર રાખો, એટલેથી જ કામ પતી જશે. આપ સારા રસોયા પીરસણિયા બની શકશો. "

ગણેશ બીજી કોટડીમાં ગયો. ત્યાંથી પીરસણિયાનો પોશાક અને ખભે રાખવાનો નિશાનીવાળો ટુવાલ લાવ્યો.

જનાર્દને એ પોષાક પહેર્યો. ખભા પર પેલો નિશાનીવાળો રૂમાલ રાખ્યો, અને ભોજનગૃહમાં પહોંચ્યા. ત્યારપછી એક ટેબલ પર ભોજનના વાસણો ગોઠવવા લાગ્યા. આ વખતે એમના મોઢા પરથી એમ લાગતું હતું કે જાણે તેઓ રીઢા પીરસણિયા હોય. આ વખતે બીજા ટેબલો પર બીજા પીરસણીયાઓ પણ કામ કરી રહ્યા હતા. આ નવા પીરસણિયાને જોઈને તેઓ ચોંકયા. તેઓ સમજ્યા કે બીજી કલાસનો કોઈ પીરસણિયો અહિં કામ કરવા આવ્યો છે.

આ વખતે ત્રણ ચાર ટેબલ જ ચાલુ હતા. તેમાં સોહનલાલે ઓળખવાની મી. જનાર્દનને જરાયે વાર ન લાગી. કારણ કે તેના ચહેરાના કેટલાક નિશાનો સર રામરાવે કહ્યા હતા. એણે જોયું કે સોહનલાલ ત્વરાથી ખાઈ રહ્યો છે, અને વખતોવખત પ્રવેશદ્વાર તરફ દૃષ્ટિ દોડાવે છે. કોઈના આગમનની રાહ જોતો હોય એમ લાગ્યું. અને આ મનોભવ જનાર્દન જાણી ગયા. તેઓ સમજી શક્યા કે સોહનલાલ જલદી પોતાનું ભોજન પૂરૂં કરવા માગે છે. એટલે ભોજન કરતા કરતા એના ભાણાંના પીરસાણીઆને કહ્યું–" ખાવાનું સમાપ્ત થયા પછી મારો કાફીનો પ્યાલો બહારના જનરલ રૂમમાં લાવજે, મારો એક મિત્ર મને મળવા આવનાર છે, અને તે આવે તો તેને પણ ત્યાં બેસાડજે. "

સોહનલાલે ખાવાનું પૂરૂં કર્યા પછી જનરલ રૂમ જ્યાં દરેક મનુષ્ય ખાઈને સીગારેટ, ચા, પાન, કોફી પીવા માટે બેસતા હતા ત્યાં ગયો. જનાર્દને એમ થયું કે એનો મિત્ર કોણ ? એમની કુતૂહલતા વધી ગઈ. તેઓ તો તે ખંડમાં આડું અવળું કામ કરવા લાગ્યા.

થોડા વખત પછી એક લાંબો, જાડો, મજબૂત આદમી ચરર ચરર જોડા બોલાવતો દાખલ થયો. આવવાવાળાએ પીરસણીઆના વેશમાં ઊભેલા જનાર્દનને પુછ્યું–" મિ. સોહનલાલ અહિં છે ? "

જનાર્દન થોડેક દૂર ઊભો હતો. આવનારનો ચહેરો જોઈ તેઓ ચોંકી ઊઠયા. કેવી નવાઇ છે ! આ તો “ ભયંકર ભવાની ! ” એ પોતે પણ મનમાં ડરી ગયો કે મેં વેશપલટો તો કર્યો છે, છતાં આ શૈતાન ઓળખી કાઢશે તો ? બધું જ કામ બેદાનમેદાન થઈ જશે. જનાર્દન માનતા હતા કે આ ભામટાની આંખમાં ધૂળ નાખવી એ સહેલું કે જેવું તેવું કામ નથી.

મિ. જનાર્દને દૂર ઊભા રહીને તૂટી ફૂટી ગામડીઆ અને શહેરી ભાષામાં કહ્યું-“ મિ. સોહનલાલ જેનરલ રૂમમાં છે. ” અને તરતજ તે બારણું ખોલી જનરલ ખંડમાં પહોંચી ગયા.

ભવાની હાથીની પેઠે ઝૂલતો ઝૂલતો એ ખંડમાં દાખલ થયો, અને જનાર્દન પણ અચંબા સાથે ત્યાં જ ઊભા રહ્યા. એમણે મનમાં ને મનમાં વિચાર્યું આ કેવો પ્રસંગ બન્યો ! મને સ્વપ્ને પણ ખ્યાલ ન હતો કે; ભવાની અલકાપુરમાં છે, જરૂર એ નવા કારસ્તાન માટે જ અલકાપુર આવ્યો લાગે છે. જરૂર એના તરફથી કાંઈ નવીને નવી આફત આવવાની જ. સોહનલાલ સાથે એની મિત્રતા જોયા પછી લાગે છે કે સર સાહેબની ઘટનામાં એનો જ હાથ હોય. ”

એ ખંડના એક ખૂણામાં બેસીને આસ્તે આસ્તે સોહનલાલ સાથે ભવાની વાતે વળગ્યો, અને તે જ વખતે જનાર્દન તે ખંડમાં દાખલ થઇને પડદા પરથી ધૂળ ખંખેરવાનું કામ કરવા લાગ્યા. એને જોઇને બંનેએ એ બાજુ જોયું, પરંતુ પાછા નિશ્ચિંત થઇને બન્ને વાતો કરવા લાગ્યા.

બારણાંના કાચો કેટલીક વખત અરીસાનું કામ આપી જાય છે. એટલે જનાર્દને એક બારણાંને એવી રીતે જરા આઘું પાછું કરીને સ્થિર કર્યું કે તેમાં સોહનલાલ અને ભવાનીનું પ્રતિબિમ્બ દેખાવા લાગ્યું. આ બંનેને આ વાતની જાણ ન હતી. જનાર્દને ભવાનીનું મોઢું જોઇને જાણી લીધું કે ગમે તે કારણ ભવાની ખીજાએલો છે. એમના

વચ્ચેની વાતો સંભળાતી ન હતી. ઝાઝો વખત આ ખંડમાં રહેવાથી કદાચ આ બન્નેને કાંઈ વહેમ પડે એમ માનીને તે ત્યાંથી ચાલ્યા ગયા. જનાર્દને મનમાં ને મનમાં કહ્યું–" સર સાહેબની તિજોરીમાંથી ચિઠ્ઠી ગાયબ કરાવી એ સોહનલાલનું કામ નહિ, જરૂર એ કામ એ ભીષણ કૃત્ય, ભયંકર ભવાનીનું જ છે, પરંતુ સ્વાર્થ વિનાના શૈતાન કોઈનું પણ કામ કરતો નથી. એટલે સોહનલાલ સાથે આ બાબતમાં નક્કી કરી લીધું હશે. જે કામ કોઇથી ન થાય તેને કરવા માટે ભવાનીના હાથ તૈયાર જ હોય છે. "

ખંડમાંથી બહાર આવીને તે બારણા પાસે અર્દલીની જેમ ઉભા રહ્યા. દરવાજા પર કાન માંડયો, પણ કાંઇ વાત સાંભળવામાં ન આવી. ભવાનીમાં એક દોષ હતો. એને ક્રોધ ચડયા પછી એ ધીરેથી બોલી શકતો ન હતો. એટલે એ ક્રોધમાં બોલી ઉઠયો—" સોહન ! તું તારા મનમાં શું સમજે છે ! હું શું એમ સમજી બેઠો છે કે હું તારા રૂપિઆ હજમ કરવા માગું છું ! "

સોહનલાલે કહ્યું—" મેં આવું કયારે કહ્યું છે ! હું તો એમ કહું છું કે પેલી મારી ચિઠ્ઠી મને પાછી આપો, ત્યારપછી ગુપ્તભેદની વાતો છે તે હું તમને કહીશ "

આ વાતથી વધારે ચીડાઈને તે જોરથી ભવાની બોલ્યો—" ત્યારે તને મારો વિશ્વાસ નથી ? "

સોહનલાલે મગજ ગુમાવીને ઉત્તેજીત બનીને કહ્યું–" ત્યારે એમ જ માની લ્યો કે વિશ્વાસ નથી. "

ભવાનીએ કહ્યું—" સારી વાત છે, આજ રાત્રીના અગીઆર વાગ્યે આવવું તારો પત્ર–ચિઠ્ઠી તને પાછી મળશે. "

આ બન્ને ઉઠે છે એમ જાણ્યા પછી મિ. જનાર્દન ત્યાં હટી ગયા. થોડી વારમાં તેઓ સડક પર આવ્યા અને જુદા જુદા રસ્તે ચાલવા માંડયું.

આમ બન્યા પછી જનાર્દને કોની પછવાડે જવું એ વિચાર કરી લીધો અને ભવાની પછવાડે જવાનું નક્કી કરીને, પીરસણિયાના કપડા ઉતારીને બીજા પહેર્યા, તે ગણેશ પાસે આવ્યા અને કહ્યું—"અત્યારે તો હું જાઉં છું, સાંજના પાછો આવીશ. મારા કામથી તમને જરા પણ નુકશાન થવાનું નથી."

ભવાની જે રસ્તે ગયો હતો તે રસ્તા પર તેઓ જોરથી ચાલવા લાગ્યા. થોડે દૂર એક ગલીના નાકા પર તેમની નજરે ભવાની પડયો. ત્યાં ભૂરા રંગની મોટર પડી હતી. ભવાની તેમાં બેઠો અને તુરત જ તે ચાલવા માંડી. જનાર્દન ભાડાની ટેક્સી જોવા લાગ્યા, પરંતુ તે વખતે કોઇ પણ ટેક્સી નજરે પડી નહિ. જોતજોતામાં તો ભવાનીની ભૂરી કાર દેખાતી બંધ થઈ ગઈ. પછવાડે જવાનું ન બનવાથી એ ઘણાં દુઃખી થયા. અને મનમાં ને મનમાં કહ્યું—" અગર જો કનૈયો આ પિશાચના હાથમાં પડયો હશે, તો બચવો મુશ્કેલ છે. ભવાની કનૈયાને મારી પણ નાખે. આ રાત્રીના અગ્યાર વાગ્યે ભવાની સોનાવાલા કલબમાં પાછો સોહનલાલને મળવાનો છે, એ બદમાશ, પેલી ચિઠ્ઠી લઇને આવશે, એ અનેક વાર મારી મુઠ્ઠીમાં આવીને છટકી ગયો છે, પરંતુ આ વખતે એવો પ્રબંધ કરવો જોઇએ કે, તે ભાગવા ન પામે."

ત્યાર પછી જનાર્દન ઘરે પાછા આવ્યા. એ વખતે ઝાઝો દિવસ ન હતો. એમણે ટેલીફોનથી સર સાહેબને કહ્યું—" ચોરનો પત્તો લાગ્યો છે, આપ હવે નિશ્ચિંત રહેજો."

સર સાહેબે ગભરાટ સાથે પૂછયું—" આ થોડા જ વખતમાં આપે ચોરને શોધી કાઢયો ? આપને ધન્ય છે, અસાધ્ય એ તમારા માટે સાધ્ય છે, આવું કામ બીજા કોઇથી થઇ શકનાર નથી."

મિ. જનાર્દને કહ્યું—" આજ રાત્રીના અગીઆર વાગ્યે "સોનાવાલા કલબ" માં હું એને પકડીશ, એવી ઉમેદ છે, અને તેના

માટે મને પોલીસની સહાયતા જોઇશે, આ કલબ પ્રસિદ્ધ-પ્રતિષ્ઠિત છે. જમવાવાળાની સંખ્યા વધારે નથી, હું જે ચોરની વાત કરી રહ્યો છું, તે બહુ જ ચાલાક અને તેના કરતાં દગાબાજ વધારે છે, જરા પણ વખત મળ્યો કે એ ગૂમ થઇ જાય તેવો છે."

સર સાહેબે કહ્યું—" હવે મારા તરફથી શું આશા રાખો છો ? "

જનાર્દને કહ્યું—' એવો પ્રબંધ થવો જોઇએ કે તે કોઇ રીતે ભાગી ન શકે. તમો અહિંના જાસુસી ખાતામાં ખબર આપીને બંદોબસ્ત કરાવી લ્યો, હું તેમને કલબનું નામ અને ઠેકાણું આપીશ. ત્યાંથી જો કોઇ માણસો આવે તે સાદા કપડામાં જ આવે. અહિં આવશે એટલે તેમને હું બધું સમજાવી દઇશ."

સર રામરાવે જવાબ આપ્યો—" એમ જ થશે. કલબ સારી હશે તો, પોલીસના કામથી અને નામથી અસંતુષ્ટ થઇને વખતે કામ બગડવા પામે."

જનાર્દને કહ્યું—" એની ચિંતા તમો ન કરો. કલબનો માલીક ભલો આદમી છે, અને વિશ્વાસપાત્ર છે. હું એને પહેલાંથી જ સમજાવીને મનાવી દઇશ."

સર સાહેબે કહ્યું—" ત્યારે તો ઘણી સારી વાત છે. હમણાં જ અહિંના જાસુસી ખાતાના ખબર આપું છું."

એક કલાક પછી જાસુસી ખાતાના વડાએ-જનાર્દન સાથે ટેલીફોન દ્વારા વાતચીત શરૂ કરી. તેમાં એમ નક્કી કરવામાં આવ્યું કે-પોલીસના સીપાઇઓ સાદા વસ્ત્રમાં રાત્રીના અગીઆર વાગ્યા પહેલાં કલબને ઘેરી લેશે અને જનાર્દના ઇશારાની રાહ જોતા ઊભા રહેશે."

મિ. જનાર્દને કહ્યું—" સમય આવ્યે હું એક વાસણ બારીમાંથી નીચે ફેંકીશ, અને એ જ મારૂં નિશાન માનવું અને એ વાસણ નીચે આવે કે તુરત તમામે કલબમાં ઉપર આવવું, પરંતુ એટલું ધ્યાન રાખવાનું કે કોઇ પણ માણસ કલબમાંથી બહાર નીક-

જવા ન પામે. કલબના માલિકની આજ્ઞાથી જડતી લેવાનો દેખાવ કરશું. ત્યારે એ અપરાધી કેદ થઈ જશે."

આમ અરસપરસ સલાહ નક્કી કર્યા પછી, જનાર્દન પોતાના ઊભવાના ખંડમાં આવ્યા અને મનમાં ને મનમાં કહ્યું--" આવા કામોમાં જાસુસી ખાતાનું કામ પ્રશંસનીય છે. એ ફસાયેલો બહાર નીકળવા નહિ પામે એમ એને બતાવી દેવું પડશે. આજ એની પરીક્ષા થઇ જશે કે ભવાની કેટલો ચતુર છે. અમારા બંનેની તાકાત આજે જોવાઈ જશે.

જનાર્દનને હજી ઘણાં કામ બાકી હતાં. એક કલાક પછી બહાર નીકળવાનો વિચાર કર્યો, અને ત્યારે જ ટેલીફોનની ઘંટી ટંન્ ટંન્ ટંન્ બજી.

જનાર્દને રીસીવર હાથમાં લીધું તેમને કાને ઓરતનો અવાજ આવ્યો. તેણે કહ્યું—" મિ. જનાર્દન બે-એક વાત કહેવી છે."

જનાર્દને કહ્યું—" હું જ જનાર્દન છું, આપ શું કહેવા ઇચ્છો છો ? "

જવાબ મળ્યો—" હું ૨૧૫૦ નંબર આનંદભુવનમાં આવેલ નારી અધિકાર સંરક્ષિણી સભામાંથી બોલું છું. અમારી સભાસદ જયા બહેન અલકાપુરના કોઈ મકાનમાંથી અમોને ખબર આપે છે કે, એને કનૈયા નામના એક યુવકનો પત્તો મળ્યો છે, અને તેમણે મને કહ્યું છે કે આ ખબર તમને અમારે આપવા."

"જયા બ્હેન, જનાર્દનના કામ માટે હંમેશા તૈયાર રહેતી. પાઠકગણ જાણે છે કે જનાર્દન અને કનૈયાએ જયા બ્હેનને બચાવ્યા હતા. જનાર્દને ગભરાટ સાથે પુછ્યું—" જયા બ્હેન અત્યારે ક્યાં છે ? અત્યારનું તેમનું ઠેકાણું આપશો ?"

જવાબ મળ્યો—" જયા બ્હેનનું આ સરનામું છે. દાસ શેઠ નં. ૫૬. આ મકાન બરફથી જ્યાં માસ--ફળ--ફળાદી ઠંડા રાખવામાં આવે છે તે મકાનની પાસે આવેલ છે."

જનાર્દને કહ્યું—" ધન્યવાદ ! આપના તરફથી મળેલા આ સમાચારથી હું આપનો ઉપકાર માનું છું."

સામો જવાબ મળ્યો—આપ પણ અમારા આંતરિક ધન્યવાદને પાત્ર છો. મેં સાંભળ્યું છે કે આપે અમારા ભલા માટે ઘણું કર્યું છે. મારૂં નામ માયા બ્હેન છે. સર રામરાવના મકાનમાં જે ત્રણ સ્ત્રીઓ કેદ પકડાયેલી તેમાંની એક હું છું."

જનાર્દને મનમાં ને મનમાં કહ્યું—" કોઈના પર ઉપકાર કર્યો નિષ્ફળ જતો નથી. કોણ જાણે કેવી રીતે કનૈયો ત્યાં ફસાઈ ગયો હશે ! ગામડાની રહેવા વાળી જયા બહેન ખબર આપશે એ કોને ખબર પડે !"

આટલું છતાં પણ જનાર્દન ન સમજી શકયા કે મૃત્યુની રાહ જોતો કનૈયો, ભવાનીના ભયંકર હાથોમાં પડયો છે.

અત્યારે તેઓ સોનાવાલા કલબમાં જવા માટે તૈયાર થયા હતા. પરંતુ તે વિચારને પડતો મૂકીને જયા બ્હેનને મળવાનો વિચાર કર્યો. અને તેમની ટેકસી જોરથી અલકાપુરના પૂર્વ વિભાગમાં જોરથી દોડી રહી હતી.

: ૮ :

આનંદીલાલ અનાવલો પોતાની દુકાનની બાજુની ગલીમાં ઊભો રહીને મનમાં ને મનમાં બડબડતો હતો. " હું મારી પોતાની જ દુકાનમાં જઈ શકતો નથી. આ કેવો અત્યાચાર છે, પેલા ભામટા ભવાનીને મારી દુકાન સોંપી, પણ એથી કાંઈ મને નિશ્ચિંતતા મળે ખરી ?"

જ્યારે ભવાનીએ તે રાત્રીના તેને બહાર કાઢયો, ત્યારપછી એણે વિચાર કર્યો અને પછી એ બહુ જ ગભરાયો, કોણ જાણે એ શું કરશે! એમાં એને શંકા પણ ન હતી. ભવાનીએ કોઈ ભયંકર કૃત્ય કરવા માટે જ પોતાની દુકાન હાથ કરી છે, અને મને આંહિથી કાઢયો

છે. એ ચાલ્યો તો ખરો, પરંતુ ભવાનીના ડરથી દુકાનની અંદર જઈ શકતો ન હતો. એણે કલાકેક સુધી પેલી 'ખરફ કોટડી'ની પર નજર રાખી ફર્યા કર્યું.

કેટલોક સમય પહેલાં આનંદીલાલ અનાવલાને જીવનનિર્વાહ માટે ખરાબ રસ્તે જવું પડયું હતું, અને તે વખતે મોટા મોટા પ્રલોભન બતાવીને ભવાનીએ આ માણુસ પાસે ખરાબમાં ખરાબ કામો કરાવેલા, પરંતુ જ્યારે આનંદીલાલ સપડાઇ ગયો, ત્યારપછી એણે નક્કી કર્યું કે આ રીતે જીવન નિર્વાહ કરવો સારો નથી. ત્યારપછી એણે આ કુકર્મ કરવાનો વ્યવસાય છોડી દીધો. આજે એ ભવાનીથી દબાઈ ગયો, પોતે દુકાન આપી તે માટે તે પારાવાર પસ્તાતો હતો. આનંદીલાલ અનાવલા પાછો વિચારમાં પડી ગયો. અને મનમાં જ બોલ્યો.

"મારા પહેલાં કરેલાં પાપો યાદ આવે છે ત્યારે એમ થાય છે કે મારી સ્ત્રી, વિજયાને મોઢું ન બતાવું, એ મને ભલો માણુસ ધારે છે, અને તેમ ધારીને જ, તેણે મારી સાથે લગ્ન કર્યા છે. આજ દિવસ સુધી મેં મારી વાતો ગુપ્ત રાખી છે. ઘરે જઈને બધી વાત કહી દઉં. પરંતુ આજે એ વખત નથી, જોઉં તો ખરો કે પેલો દુષ્ટ પારધી, ભવાની શું કરે છે!"

માથું નીચું કરી, નજર પણ નીચી રાખી, અને એક બાજુની ગરદનનો ભાગ નમાવીને તે દુકાન તરફ ચાલ્યો, આ વખતે રાત્રીના દસ વાગ્યા હશે. એ ધીરે ધીરે દુકાનની પછવાડેના ભાગ પર આવ્યો.

દુકાનની પછવાડે નાનું મેદાન હતું. આ મેદાનમાં ફ્રૂટ-ફળાદી અને કેટલીકવાર માંસ બહારગામથી આવતું તેની ગાડીઓ, ગાડાં છૂટતા હતા, મેદાનને ફરતી વાડ હતી, એ લોઢાના સળીયાની વાડ પર ચડયો, અંદર ઊતર્યો અને પોતાના મકાનની એક બારી પાસે પહોંચ્યો. પહેલા આપણે લખી ગયા છીએ કે એન્જીનવાળી ઓરડીમાંથી

એન્જીન ચલાવીને ફળ–ફળાદી માંસ વગેરેની રક્ષા માટે ઠંડક આપવામાં આવે છે. એ એન્જીનઘરમાં વીજળી બત્તી પહોંચાડવા માટે ત્યાં ખડકી બનાવવામાં આવી હતી.

ઇન્નજીનના ખંડમાં બત્તી બળી રહી હતી. તેની બારીના ખાંચામાં પગ રાખી તેણે ઉપરના વેન્ટીલેશનના કાચમાંથી જોયું તો ત્યાં ભવાની અને સોહનલાલ બેઠા હતા. થોડી જ વારમાં ભવાની પોતાના સાથીને કંઇક કહીને કોટડીની બહાર ગયો.

એ વખતે આનંદીલાલ ત્યાંથી કૂદી પડયો. થોડે દૂર એ મકાનની પછવાડે નાનો દરવાજો હતો, દરવાજા પર તાળું મારેલું હતું. આનંદીલાલે દરવાજો ખોલી નાંખ્યો અને આસ્તેથી અંદર ગયો. અંદર જાળિયું હતું ત્યાંથી આનંદીલાલે જોયું, તો ગોદામમાં રોશની ઝગઝગી રહી છે, અને ભવાની પોતાના સાથોની "ઠંડી કોટડી"ની તરફ જઇ રહયો છે.

આનંદીલાલ વિચારમાં પડયો–" આ શું મતલબથી ત્યાં જતા હશે! એનો ઇરાદો શું હશે! "

આનંદીલાલે પેલી "ઠંડી કોટડી"ના ઉપરના ભાગની એક બારીમાં લાગેલા કાચમાંથી જોયું તો તે કોટડીમાં ઝગઝગાટ બત્તી બળી રહી છે, અને એ પ્રકાશમાં એણે ભયંકર દ્રશ્ય જોયું, અને માત્ર એ દ્રશ્ય જોવાથી જ એ સર્વાંગ ઠંડો પડી ગયો. એના મોઢામાંથી ચીસ નીકળું નીકળું થઇ રહી હતી, પરંતુ ભયંકર ભવાની ના ડરે, એ ન નીકળી શકી. એણે જોયું કે—ઠંડી કોટડી–ઠંડા ગોદામમાં એક પત્થરની પાટ પર એક યુવક ચત્તોપાટ પડયો છે, એનું શરીર રસીથી જકડીને બાંધી લેવામાં આવ્યું છે, તે વખતે નરોમાં અધમ એવો નરાધમ ભવાની યુવકની છાતી પર હાથ રાખીને ગરમીની પરીક્ષા કરી રહ્યો હતો. ત્યારપછી એ નર રાક્ષસે હસીને કહ્યું—"હવે ચિંતા નથી."

આનંદીલાલે મનમાં ને કહ્યું—"કેવો ભયંકર હત્યાકાંડ છે! આ નરરાક્ષસે આ યુવકની હત્યા કરી નાખી." એનું શરીર ભયના લીધે કંપી ઉઠયું, અને હવે શું કરવું જોઈએ, આ વખતે ભવાની પોતાના સાથી સાથે ઉપર ગયો. અને દરવાજો બંધ થયો.

દરવાજો બંધ થવાથી આનંદીલાલની ચિંતા ઓછી થઈ, એ પોતે સમજી ગયો કે ભવાનીએ પોતાના કોઈ શત્રુની હત્યા કરવા માટે તેને ત્યાંથી દૂર કરવામાં આવ્યો છે, આનંદીલાલ ત્યાં થોડો વખત બેસી રહ્યો. પોતાને વિચાર આવ્યો કે-" આ ઠંડી કોટડીમાં યુવકની લાશ પોલીસ જોશે ત્યારે મને જ ખૂની સમજશે, સાચી વાત કહું તો પણ કોઈ માનવા તૈયાર ન થાય, એ આ ખૂનના મામલામાંથી કેમ બચી શકું!" આનંદીલાલ આ વિચારથી ધ્રૂજવા લાગ્યો, એ બહાર આવ્યો.

આનંદીલાલ પાછો કૂદીને બહાર આવ્યો. અને એક ગલીનાં નાકા પર આવ્યો ત્યારે તેણે જોયું કે-ભવાની પણ એના સાથી સાથે મકાનમાંથી નીકળી એ ગલીના નાકા પર આવતો હતો. એ બંનેને જોતાં તે આગળ ન વધ્યો, ત્યાં જ સપાઈ રહ્યો. ભવાની એને જોઈ ન શકયો.

ભવાનીએ થોડ ડગલા ચાલીને સોહનલાલને કહ્યું—" જાસૂસના બેટાને તો ઠેકાણે પાડયો છે. બનવા જોગ છે કે જનાર્દન તેને શોધી કાઢે. પરંતુ એની લાશને જોતાં, એના હોશ હવાસ ઠેકાણે રહેવાના નથી. એ કોઈ રીતે સમજી શકનાર નથી કે હત્યા કોણે કરી. હા હા હા હા" અને ભયંકર અટહાસ્ય કર્યું.

એ પોતાના મકાનની સામે આવ્યો એણે જોયું તો મકાનના દરવાજા બંધ કર્યા વિના જ આ ડાકુઓ ચાલ્યા ગયા છે. એ ત્વરાથી અંદર ગયો, અને તુરતજ દરવાજો બંધ કરી દીધો. પહેલાં તો એને થયું કે હું ભાગી જાઉં અને મારી જાતને બચાવું, કારણ સવાર

પકડતાં આ કૃત્ય છાનું રહેનાર નથી અને પહેલાં જ મને પકડશે. હું ગમે તેટલો મારો બચાવ કરીશ પણ તે કાંઈ માનનાર નથી. અને કોર્ટમાં કેસ ચાલે ત્યારે ખૂની તરીકે મને જ જાહેર કરવામાં આવે."

આથી આનંદીલાલે ભાગવાનો વિચાર માંડી વાળ્યો. મનમાં તેને થયું કે-" હું નિરપરાધી છું, પરમ કૃપાળુ પરમાત્મા નિર્દોષની જરૂર રક્ષા કરે છે, એટલે મારી પણ રક્ષા કરશે. આ યુવકને આવી સ્થિતિમાં જોયા પછી નાસી જવું એ તો નામરદાઇનું કામ છે, નરી ભીરૂતા છે; હું કેમ ભાગું ? એ યુવક કોણ છે ! એ મરણ પામ્યો છે કે બચવાની આશા છે એની પરીક્ષા તો કરી જોઉં. એના શરીરમાં જરા-તરા પણ પ્રાણ હશે તો એ અવશ્ય બચી જશે. એ મારૂં કર્ત્તવ્ય છે. અને આ અભાગી યુવકને મૃત્યુમાંથી બચાવું, અને એ બચી જાય તો ભગવાન મારા આગલા ગુન્હાઓ પણ માફ ન કરે !"

આનંદીલાલ અનાવલા ઉતાવળો પણ ગભરાટ સાથે, સીડી દ્વારા તે બરફના ગોદામમાં આવ્યો, એનું શરીર પણ ધ્રૂજવા લાગ્યું. બીકના માર્યા તેણે કહ્યું—' બધો ખેલ ખલાસ ! એ લોકોએ ઈન્જીન ચલાવીને વધારમાં વધારે ઠંડી બનાવી દીધી છે; અને આ ઠંડીમાં લોહી પણ ઠરી જાય. "

આનંદીલાલે કનૈયાના કપડાને હાથ અડાડી જોયો. તો બરફની શિલા ! હાથ પાછો ખેંચી લીધો. વખત લગાડવાનો સમય ન હતો. તરતજ ખિસ્સામાંથી મોટી છરી-ચપ્પુ કાઢયો અને દોરીના બંધ ધડાધડ તોડવા લાગ્યો, બંધન તૂટી રહ્યા એટલે, કનૈયાના શરીરને ખાંધ પર ઊંચકીને, તે કોટડીમાથી બહાર નીકળી આવ્યો.

પાસે જ-સામે જ તેનું મકાન હતું. આનંદીલાલના સુવાના ઓરડામાં વીજળીની સગડી બળતી હતી. આનંદીલાલ કનૈયાએ લઈને ત્યાં આવ્યો અને લાલની-સળગતી સગડી પાસે કનૈયાના શરીરને મૂક્યું. ત્યાંથી તે પડખેની કોટડીમાં ગયો. ત્યાંથી તે એક અરીસો

લાવ્યો, અને તેને કનૈયાના નાક સામે ધર્યો, અને ત્યાં જ એકધ્યાને જોઈ રહ્યો.

થોડા વખત પછી આનંદીલાલ ઉત્સાહ સાથે બોલી ઉઠયો—"હજી મરણ પામ્યો નથી, જીવ છે, કોશીષ કરવાથી એ બચી શકશે. એણે કપડાં કાઢી નાંખ્યા અને કનૈયાની નજીકમાં બેસીને વૈજ્ઞાનિક ઉપાયથી ગરમી શરીરમાં પહોંચાડવાના ઉપાય કરવા લાગ્યો.

અરધા કલાક સુધી બરફ જેવા ઠંડા શરીર પર તેણે હથેળીથી ઘસ્યું, એ જાણે મૃત્યુ સાથે રમત કરી રહ્યો હતો. આમ છતાં કનૈયાનું શરીર હાલતું ન દેખાયું. છતાં એ કંટાળ્યો તો નહિ જ, પૂર ઉત્સાહથી એ છાતી ઘસતો હતો. અને વચ્ચે વચ્ચે છાતી શેકતો પણ હતો એનું શરીર પરસેવો પરસેવો થઈ રહ્યું હતું. તે મન સાથે બોલ્યો "હવે હું તેને મરવા દેનાર નથી. ગમે તેમ કરીને પણ બચાવીશ."

દસ મિનિટ પછી આનંદીલાલને કાંઈક આશાના ચિન્હો દેખાવા લાગ્યા, કનૈયાનો ચહેરો પીળો પડી ગયો હતો. એ કાંઈક કાંઈક રંગ પર આવતો જણાયો. એની આંખોની પાંપણો ચાલવા-હલવા લાગી, તરતજ આનંદીલાલે પાસેના કબાટમથી બ્રાન્ડીની બોટલ કાઢી અને થોડાંક ટીપા કનૈયાના હોઠ પર મુકયા. એ બ્રાન્ડીના ટીપાં બહાર ન પડયા, પરંતુ એ ગળા નીચે ઉતરી ગયા.

જરા વધારે મોઢું ઉઘાડીને બીજાં કેટલાંક ટીપાંઓ કનૈયાના ગળામાં નાખ્યા. તેજ બ્રાન્ડી પેટમાં પહોંચ્યા પછી, કનૈયાનું શરીર ગરમ દેખાવા લાગ્યુ, કનૈયાએ પોતાનું માથું આમથી તેમ હલાવ્યું

આનંદીલાલે તેને સુવાડીને કહ્યું–" હવે કાંઈ બીક જેવું નથી, તમો જલદી હોશમાં આવી જશો."

કનૈયામાં જીવનશક્તિ યાને જીવ આવ્યો. પરંતુ કનૈયો પોતે વિચારમાં પડી ગયો હતો. એનું મન જરા પણ વિચાર કરી શકતું ન હતું. આવી હાલતમાં દિલનો અવાજ–હૃદય ગમે ત્યારે બંધ થઈ

જાય તેમ એને લાગતું હતું. આનંદીલાલને થયું કે આની સેવા માટે બીજી કોટડી વધારે સારી ગણાશે. ત્યાં સેવા પણ સારી થશે.

એને પોતાના ઘરે પોતાની સ્ત્રી પાસે લઈ જવાનું વિચાર્યું: "ત્યાં જેટલી સુન્દર સેવા થશે, એટલી બીજે કયાંય થવાની નથી. આને હોસ્પીટલમાં મૂકી આવી શકું છું પરંતુ ત્યાં એ અનેક જાતના સવાલોના જવાબ દેવા પડે છે. ત્યાં બધી વાત કહી ન શકું, એટલે ત્યાં મને પકડી લેવામાં આવે એટલે હોસ્પીટલ જવાની હિમ્મત થતી નથી."

આનંદીલાલ પડખેના કોટડીમાંથી લૂગડાઓનું એક બંડલ લઈ આવ્યો, એ બંડલમાં મોટી મોટી ચાદરો હતી. એમાંથી એક પછી એક ચાદર કનૈયાના શરીર પર ચોકસાઈથી લપેટવા લાગ્યો, જેથી કનૈયાનું શરીર લૂગડાના એક બંડલ જેવું બની ગયું. આમ કરવાનું કારણ માત્ર એ હતું કે કનૈયાનું શરીર ઠંડુ ન પડે અને ગરમી થાય.

આનંદીલાલ નીચે ઉતર્યો, કારણ કે હવે એને આ કનૈયાને પોતાના ઘેર લઈ જવો હતો. નીચે ઉતરીને એણે એક ગાડીવાળા સાથે નક્કી કર્યું અને વધારામાં એ પણ નક્કી કર્યું કે એની સાથે દુકાનનો એક માણસ પડી જવાથી બેહોશ થયો છે, તેને ઉપાડવામાં પણ મદદ કરવી.

આનંદીલાલ સાથે ગાડીવાળો ગયો. કપડામાં વીંટાળેલ મનુષ્યને જોઈને એ ચોંકયો. પણ તે કાંઈ પૂછે તે પહેલાં તે મજબૂત આનંદીલાલે તેને ઉપાડયો અને ગાડીવાળાને પણ હાથ દેવો પડયો. કનૈયાને ગાડીમાં મૂકીને, ગાડી ચલાવવાનો હુકમ આપ્યો. ઠેકાણું પણ કહ્યું-- દુકાન બંધ કરીને તેણે ચાવી ખિસ્સામાં રાખી હતી એટલે દુકાન બાબતમાં નિશ્ચિંત હતો.

ગાડી યથાસ્થળે પહોંચી. કનૈયાને ગાડીમાંથી ઉતારી લીધો. રાત વધારે વીતી હોવાથી ત્યાં કોઈએ આ બનાવ જોયો નહિ. ગાડી

વાળાને ભાડું ચૂકવી દીધું. એ કનૈયાને લઇને પોતાના દરવાજા પાસે ગયો. કમાડ ખખડાવતાં જ એની સ્ત્રીએ બારણું ઉઘાડયું. એ વખતે કનૈયાની હાલત જોઇને તેની સ્ત્રી ગભરાઈ ગઈ. " આ શું ધમાલ છે ? તમો કોને લાવ્યા છો ? "

આનંદીલાલે કહ્યું—" કોઇ જાતનો ભય નથી, વિજ્યા ! તું જલદી રસોઇ ઘરમાં જા અને સગડી ચાલુ કર, આને ગરમાની ઘણી જરૂર છે. આ યુવાનને મરતાં મરતાં બચાવ્યો છે, હજી એ સંપૂર્ણ હોશમાં આવ્યો નથી. "

વિજ્યાનું ઉપકારી કૃત્ય આ યુવાન માટે સારૂં નીવડયું. કનૈયાને આનંદીલાલે પોતાના બિછાનામાં સુવાર્યો, અને કપડાને વીંટાળ્યા હતા તે કાઢવા લાગ્યો. આથી કનૈયાને ઘણો ફાયદો થયો હતો.

અને જ્યારે તમામ ચાદરો તેના શરીર પરથી લઇ લેવામાં આવી ત્યારે કનૈયાએ આનંદીલાલ તરફ જોયું. અને કૃતજ્ઞતાથી તેના તરફ સ્હેજ હસ્યો. પરંતુ એ હાસ્ય ઘડીભરનું હતું.

કનૈયો કંઈ બોલવા ઇચ્છે છે એવું આનંદીલાલને જણાતાં તેણે કહ્યું- " તમારૂં શરીર હજી કમજોર છે, જીવનશક્તિ બહુ જ ક્ષીણ છે. બોલવાનો પ્રયત્ન ન કરો. તમો તુરતમાં જ ઠીક થઇ જશો. "

આનંદીલાલે ગરમ ધાબળાઓથી કનૈયાનું શરીર ઢાંકી દીધું, આ અપરિચિત યુવાનની આટલી સેવા કરવાથી એ પોતાની જાતને ધન્ય માનવા લાગ્યો. એની આંખોમાં હર્ષના આંસુ આવ્યા, કનૈયો બોલ્યો-" હું તો મરણ પામ્યો હતો, આપે જ મને બચાવ્યો છે."

આનંદીલાલે આશ્વાસન આપતાં કહ્યું-" એ બધી વાતો પછી કરજો. હમણાં તો મોઢું ઢાંકીને આરામ કરો. વાત કરવાનો શ્રમ ન ઉઠાવો. "

એ જ વખતે આનંદીલાલની સ્ત્રી વિજ્યા ત્યાં આવી એના હાથમાં ગરમ પાણીનું ટમલર હતું એણે કહ્યું-" કહો શી આજ્ઞા છે ?"

આનંદીલાલે કહ્યું–" ઘરમાં ક્વેકરોટસ છે ! "

વિજ્યા—" હા છે. "

આનંદીલાલ—એને લઇને આ ગરમ પાણીમાં નાખો, પાછા ઉકાળી લાવો. એ પેટમાં પડશે એટલે કાંઈ વધારે શાંન્તિ થશે. "

એ અંદર ગઈ ક્વેકરોટસની ખીર કરીને લાવી. આનંદીલાલે કનૈયાને આસ્તેથી બેઠો કર્યો આ ખીર પી જવા કહ્યું. એ બેઠો થયો પણ બેસી ન શકયો. એટલે એને સુવાડી દેવામાં આવ્યો અને વિજ્યાએ ચમચે ચમચે તેને કેટલીક ખીર તેને પીવરાવી દીધી. અને ત્યારપછી પાછો કનૈયાને ગરમ ધાબળો ઓઢાડી સુવાડી દીધો. પરંતુ તેણે પથારીમાં સુતા સુતા કહ્યું–" આપે મારા જીવનની રક્ષા કરી છે. મારા બચવાની આશા ન હતી, પેલાએ મારા શરીરને બાંધીને કુંડીમાં મૂકી દીધું હતું. બસ આટલું જ યાદ આવે છે. અને ત્યારે મને એમ લાગતું હતું કે હું આસ્તે આસ્તે મૃત્યુ સમીપ જતો જાઉં છું. "

આનંદીલાલ–" આ બધી વાતો પછી થશે. અત્યારે તો તમો આરામ કરો. બહુ જ નબળાઇ આવી ગઈ છે. હવે તમને બોલવા નહિ દઉં, જરા નિદ્રા લ્યો એટલે શરીર સારૂં થશે. સવારે ઊઠયા પછી એ બધી વાત હું તમને સંભળાવીશ. એ શયતાન તમારી હત્યા કરવા તૈયાર થયો હતો. કદાચ તમો એને ઓળખતા નહિ હો, પરંતુ હું એને સારી રીતે ઓળખું છું. હવે તમો નિર્ભય સ્થાનમાં છો. "

કનૈયાએ કાંઈ જવાબ ન આપ્યો. આંખો બંધ કરી લીધી. થોડીજવારમાં ગાઢ નિદ્રા આવી ગઇ હોય એમ દેખાયું. એનો શ્વાસ સ્વભાવિક રીતે જ ચાલવા લાગ્યો. આનંદીલાલે પોતાની સ્ત્રીને ધીરેથી કહ્યું–" બિચારાને નિદ્રા આવી ગઇ. સવારે ઊઠશે ત્યારે એને કાંઇ પણ હેરાનગતિ નહિ હોય. તું દરવાજો બંધ કરીને સૂઇ જા. હવે આખી રાત તેના પાસે જાગવાની જરૂરત નથી. હવે હું દુકાને જઇશ.

તું જાણે છે ને કે દુકાન રેઢી મૂકીને હું ઘરે રહી શકતો નથી. સવારે આવ્યા પછી બધી વાત કહીશ. અત્યારે વખત નથી. ''

આનંદીલાલ સ્ત્રીને એકલી મૂકીને દુકાને ગયો. આજ એના જીવનમાં આનંદ આનંદ હતો કારણ કે એણે એક જીવ બચાવ્યો હતો. અને એને એમ આશા હતી કે આવી નિઃસ્વાર્થ સેવાથી ભગવાન અવશ્ય રાજી થશે.

આનંદીલાલે મન સાથે કહ્યું–'' ભવાની કેવો શયતાન છે ! મારી પાસે જૂઠી વાત કરીને મને કેવો ફસાવ્યો. વખતસર મને જાણ ન થઈ હોત તો આ યુવાનનું મૃત્યુ જ હતું ને ! અને એ ગોદામમાં મરણ પામત, એટલે એ હત્યાનો ભાર, વારા પર આવત. હું ખૂની ઠરત. મારે બદનામ થવું પડત ! અને છેલ્લે છેલ્લે સજા ભોગવવી પડત. ''

આનંદીલાલ દુકાને ગયો. ત્યાંની બધી પરિસ્થિતિ જે કનૈયા માટે ગોઠવાયલી હતી તેને ફેરવી નાખી. ઈન્જીનને બંધ કરી દીધું. વીજળીની બત્તી બુઝાવીને તે પોતાના ખંડમાં જઈને સૂઈ રહ્યો. પરંતુ એને નિદ્રા ન આવી. બધો બનાવ નજર સામે તરવરતો હતો. મોડી રાતના નિદ્રા આવી, અને તેથી તે સવારે મોડો ઊઠયો.

સવારે ઊઠયો ત્યારે એને લાગ્યું કે, મોડું થયું છે. પોતાના નિત્ય નિયમ પ્રમાણે આસપાસની દુકાન, ખંડો જોઈ આવ્યો. નવ વાગે બીજા દુકાનદારો આવ્યા, કોઈ સંદેહની વાત તેના કાને ન આવી ત્યારે એને ટાઢક વળી.

આનંદીલાલ પોતાના મકાને ગયો. દરવાજો ખખડાવ્યો ત્યારે દસ વાગ્યા હતા. તેઓ ભાડાના મકાનમાં રહેતા હતા. મકાન મોટું છે. તેમાં બીજા અનેક ભાડુઆતો રહે છે. આનંદીલાલ એટલો વિચાર-માં ગરકાવ હતો કે એણે બીજા જ ઘરનું બારણું ખટખટાવ્યું હતું. કારણ કે દરેક ઘરના બારણાં એક જ જાતના સરખા હતા. એક સુન્દર

યુવતીએ બારણું ઉઘાડયું અને આનંદીલાલ તરફ વિસ્મયતાપૂર્વક જોયું. આનંદીલાલે માફી માગી, અને " ભૂલથી થયું " એમ કહી દીધું.

યુવતીએ હસીને કહ્યું–" નહિ રે જી ! આનંદીલાલ આપને માફી માગવાની કશી જરૂરત નથી. મનુષ્ય માત્રને ભૂલ પાત્ર છે. આ ભૂલ નજીવી છે. છતાં આશ્ચર્ય તો છે જ કે તમો તમારા ઓરડાને આળખી ન શકયા. તમો નિઃસંકોચ વિના અંદર આવો."

આનંદીલાલ શરમાણો, યુવતીની સાથે અંદર ગયો. પરંતુ સુવાના ખંડમાં તેણે કનૈયાને જોયો નહિ ગભરાઇ ગયો કે મામલો શું છે ? છોકરો ગયો કયાં ? આમ વિચાર કરતો તે રસોડા પાસે પહોંચ્યો, ત્યાં જઇને જોયું તો વિજયા રસોઇ બનાવતી હતી. અને કનૈયો દરવાજા પર બેઠો બેઠો વાતોના ગપ્પાં મારતો હતો.

કનૈયાને ત્યાં વાતો કરતો જોઇને કનૈયાને કહ્યું–" તમો અજબ છો ભાઈ ! પથારીમાં પડયા રહેવાને બદલે અહિં ! આ વ્યાજબી નથી.

વચ્ચે વિજયાએ જ કહ્યું–" ઇ તો ઉંઘ ઉડી કે તરત જ બેઠા થયા છે. ત્યારથી બેઠા છે, મેં ઘણું કહ્યું કે સુઈ જાવ ! પણ માને કોણ ! મને લાગે છે કોઇ પણ જન્મમાં હું તેની બહેન હોઈશ. થોડા જ વખત પહેલાં મારી બહેનપણી આવી. એ અને આ યુવાન બન્ને એક બીજાને ઓળખે છે."

કનૈયાએ હસતાં હસતાં કહ્યું–" તમો નાહકના ડરો છો. મારૂં દુઃખ ચાલ્યું ગયું, હવે તો હું સારો છું,–મને લાગે છે કે હું દોડા-દોડ કરૂં, તો પણ વાંધો નથી. શરીર કમજોર લાગે છે પણ એથી શું ! "

કનૈયો ઉભો થયો. બે ચાર ડગલા આમ તેમ ચાલ્યો અને આનંદીલાલ સાથે હાથ મિલાવ્યા અને કહ્યું–" આપ તો મારા જીવન

દાતા છો. જીવનમાં આપનું ઋણ ચૂકવી શકું તેમ નથી. આપનો આ ઉપકાર જીંદગીભર રહેવાનો. હું નથો સમજી શકતો કે મારા જીવનની રક્ષા કેમ અને શા માટે કરી ! કેવી રીતે કરી ? "

વિજયાએ પોતાના પતિના મોઢા તરફ જોયું. અને કહ્યું–" ગઈ કાલ રાતના તમો જલદી દુકાને ગયા, અને મને પણ વાત ન કરી, આજ એ બધું હું સાંભળવા ઇચ્છું છું, કાંઈ છુપાવશો નહિ. થોડી વાર તેના પતિ તરફ જોઈને કહ્યું–" તમને ખબર છે ! તમોએ જેનું જીવન બચાવ્યું તે કોણ છે ? "

આનંદીલાલ–" એને લગતી બે ચાર વાતો સાંભળી હતી. પણ કાંઈ યાદ નથી. " વાંચક ભાઈઓ સમજી શકયા હશે કે પેલી અજાણી સ્ત્રી જે આનંદીલાલને બારણું ઉઘાડવા આવી હતી તે જયા બહેન હતાં. તેણે હવે વાત કહેવા માંડી—" આ તો એમનું નામ કનૈયો છે. અલકાપુરના અને બીજા શહેરોના જાણીતા સુપ્રસિદ્ધ જાસુસ જનાર્દના સહકારી છે. ગઇ કાલે તમોએ એનો જાન બચાવ્યો છે. એમ ન થયું હોત તો આજના વર્તમાનપત્રમાં એના કામના ગુણગાન અવશ્ય વાંચવા મળત, આપે એ નરપિશાચોને કેમ ભૂલ –થાપ ખવરાવી એ સમજવામાં નથી આવતું ! "

આનંદીલાલ–" પહેલાં એ તો કહે કે આજ સવારના તું અહિં કયાંથી ? "

જયા બહેન—" ઘણાં દિવસો થયા, મારી બહેનપણીને મળી ન હતી, એટલે થયું કે ચાલો, આજ તો વિજયાબહેનને મળું. "

આટલા વાર્તાલાપ પછી જમવાની તૈયારીઓ થવા લાગી. અને બધા સાથે બેસીને જમ્યા.

કનૈયો આખો દિવસ ઘરની બહાર ન નીકળ્યો. સાંજના વખતે એક ટેકસી ભવનના ગર્ભદ્વાર સામે આવીને ઉભી રહી. કનૈયાએ

ટેક્સીનો અવાજ સાંભળ્યો અને બારીમાંથી જોયું, તો જનાર્દન ટેક્સીમાંથી ઊતરી રહ્યા હતા, ત્યારે ઉત્સાહમાં આવીને કહ્યું-" મિ. જનાર્દન મને જોવા આવે છે."

કનૈયાના આ શબ્દો સાંભળીને આનંદીલાલ, વિજયા અને જયા બહેન મિ. જનાર્દનનો સત્કાર કરવા દરવાજા તરફ ચાલ્યા.

૯

પોલીસ સુપ્રીન્ટેન્ડન્ટે મિ. જનાર્દનને કહ્યું—" મિ. જનાર્દન તમારી સલાહ સારી છે, અગર જો માયા બહેનને કાંઈ વાંધો ન હોય તો, અમો એમની સહાયતા કરવા માટે તૈયાર છીએ."

માયા બહેન મિ. જનાર્દન પાસે જ બેઠા હતા. તેમણે કહ્યું-" હા, મારામાં જેટલું સમર્થ છે તે પ્રમાણે મારાથી બનશે તેટલી સહાયતા કરવા તૈયાર છું. મિ. જનાર્દને મને અને મારી સંગાથિની-ઓને ભયંકર કાવત્રામાંથી બચાવ્યા છે. અગર જો તેમની સહાયતા ન મળી હોત તો, અમો હદથી વધારે બદનામ થાત. આ ઉપકારના બદલામાં અમો મિ. જનાર્દનના કામમાં દરેક રીતે સહાય આપવા તૈયાર છીએ."

સુપ્રી—" હા, બહેન! સ્ત્રીઓ તરફ સહાનુભૂતિ બતાવવી એ પુરૂષ માત્રની ફરજ છે." આ બધા એવો વિચાર કરતા હતા કે સોનાવાલા કલબમાં કેવી રીતે તપાસ કરવી, અને ભયંકર ભવાનીને કેદ પકડવા માટે મિ. જનાર્દને નવો રસ્તો શોધી કાઢ્યો હતો. અને એમાં સુપ્રી. નો મત થયો હતો.

મિ. જનાર્દનનો નવો રસ્તો આ રીતે હતો. વિદ્રોહી સ્ત્રીઓ શોરબકોર કરે, આ વાતને માયા બહેને અપનાવી લીધી, અને ઉપકારવશ માયા બહેન શોરબકોર મચાવવા તૈયાર થયા હતા.

બીજી અનેક વાતો બાદ મિ. જનાર્દન માયા બહેનને સાથે

લઇને ગયા. માયા બ્હેને કહ્યું—" ઠીક, લ્યો ત્યારે હવે હું જઇશ. મિ. જનાર્દન ! રાત્રીના અગીઆર વાગ્યે પાછી મુલાકાત થશે."

મિ. જનાર્દન માયા બ્હેનને નમસ્કાર કરી સોનાવાલા કલબના રસ્તે પડયા. અને જ્યારે તે કલબના મકાન પાસે પહોંચ્યા ત્યારે રાત્રીના સાડાદસ વાગ્યા હતા. તે કલબમાં ખાસ રસ્તે ગયા અને ત્યાંથી ગણેશના ખંડમાં પહોંચ્યા, આ વખતે ગણેશ એક ટેબલ પાસે બેસીને કેટલાક કાગળો જોઈ રહ્યો હતો. મિ. જનાર્દનને જોઇને તે એકાએક ગંભીર બની ગયો, અને મોઢું બગાડી કહ્યું—" મિ. જનાર્દન ! આ કામ મને જરા પણ પસંદ નથી. મારી હિંમત ચાલતી નથી કે આ કામમાં હું તમોને સહાયતા કરૂં ! મને બીક રહે છે કે પછીથી આપ મને મદદ ન કરી શકો. મારા પર આફત આવશે."

મિ. જનાર્દને ગણેશની સામે બેસીને કહ્યું—" તારી શંકા ખોટી છે. તારે ડરવાનું કાંઈ કારણ નથીઃ તને કોઇ રીતે નુકશાન થવાનું નથી. અમો માત્ર એક જ માણસને પકડવા માંગીએ છીએ, એ એવો પાજી અને લુચ્ચો છે કે આમ પ્રપંચ, ચાતુરી કર્યા વિના ચાલે તેમ નથી. એના વિના એ પકડાય તેમ પણ નથી. એને પકડવા માટે આવી જાળ બીછાવવામાં આવી છે, પહેલાં તો કલબની આસપાસ શોર-બકોર સંભળાશે, એટલે એવું લાગશે કે હમણાં આ કલબનો નાશ થઇ જશે. પરંતુ એ બધું નાટક સમજવું. અને જ્યારે હું એ શયતાન શઠને પકડીશ ત્યારે બધું શાન્ત થઇ જશે. તું જરાય ગભરાતો નહિ, અહિં જ બેસી રહે, અંદર આવવાની જરૂરત નથી. અહિં બેસીને ખેલ જોયા કરજે, અરધા કલાકમાં તો કલબમાં શાન્તિ છવાઈ જશે. વળી આ સમાચાર કોઈ પણ વર્તમાનપત્રમાં છપાશે નહિ, મારી વાતથી તારે હવે નિશ્ચિંત રહેવાનું છે."

ગણેશે કહ્યું—" બધું તો ઠીક, પણ મારા ખંડમાંથી હું બિલકુલ બહાર આવીશ નહિ."

આ વખતે મિ. જનાર્દન બનાવટી વેશમાં જ આવ્યા હતા. એમણે એ પોશાક ઉતારી નાંખ્યો અને પાછો પીરસણીઆનો સ્વાંગ ધારણ કરી લીધો. ખંભા પર નિશાનીવાળો ટુવાલ પણ નાંખ્યો. ત્યાર પછી ગણેશના ખંડમાંથી બહાર નીકળી કલબના મુખ્ય ખંડમાં આવ્યા. અને આ વખતે આ મોટો ખંડ ભરચક ભર્યો હતો.

સર્વ સામાન્ય જણને બેસવા માટે જે ખંડ હતો, તેમાં ત્રીસ, પાંત્રીસ શખ્સો બેઠા હતા. અને ગપ્પાં મારતા હતા. કોઈ પત્તાં રમતા હતા, મિ. જનાર્દનની પાસેના ટેબલ પર સર્વ શાન્ત હતું.

ત્યાર પછી જનાર્દને જમવાના ખંડમાં જઈને જોયું, તો ત્યાં આઠ દસ માણસો ભોજન કરતા હતા, ત્યાં એને સોહનલાલ જોવામાં આવ્યો, પરંતુ તે દૂર છેડા પર નાના ટેબલ પર ભોજન કરતો હતો. આ વખતે પણ તે બારણાં તરફ નજર કરતો હતો, અને ખંડમાં આવે તે સૌના પર નજર નાખી લેતો હતો.

સોહનલાલને એકલાને ભોજન કરતા જોઈને જનાર્દને માની લીધું કે ભવાનીભાઈ (!) આવ્યા નથી. જનાર્દને ચપળતાથી ચારે તરફ જોઇ લીધું.

સોહનલાલ જે ટેબલ પર બેસીને, જે જગ્યાએ જમતો હતો, એ ખંડના જમણા પડખે હતું. બહાર નીકળવાનો દરવાજો ત્યાંથી દૂર હતો.

જનાર્દને આ બધું તપાસી લીધા પછી મનમાં ને મનમાં કહ્યું—" અગર આ બધા દરવાજેથી ભાગવાનો પ્રયત્ન કરશે તો પણ આ ખંડમાંથી બહાર નીકળતાં વખત તો અવશ્ય લાગવાનો. "

એ જ વખતે કોઇના આવવાના પગલાંનો અવાજ સંભળાયો, તે તરફ જનાર્દને જોયું, તો ત્યાં તેને લાંબા-જાડા ભવાનીભાઈ (!) ના દર્શન થયા. ભવાની આ ખંડમાં આવ્યો ત્યારે તેણે ચારે બાજુ નજર કરી અને ત્યારપછી સોહનલાલ પાસે જઇને બેઠો બન્ને એક

બીજાએ મસ્તક નમાવીને નમસ્કાર કર્યા પણ કોઇ કાંઈ બોલ્યું નહિ.

એક પીરસણિયો ત્યાં ઊભો હતો. ભવાનીએ કોટ, ટોપી ઉતાર્યા, તે પીરસણીઆએ ખીલી પર ટાંગવા માટે હાથમાં લઈને ચાલવા માંડયું. તેને રોકીને પાછો બોલાવ્યો, અને કોટના ગજવામાં હાથ નાખી--અંદરથી એક કાગળનું બંડલ પોતાની પાસે રાખ્યું.

મિ. જનાર્દને આ કવરને જોયું, અને મનમાં ને મનમાં જ કહ્યું--"સર રામરાવની તિજોરીમાંથી આ કવર ચોરાયું હતું, તે જ કવર ભવાની લાવ્યો છે."

મિ. જનાર્દન બારણાં પાસે એવી રીતે ઊભા હતા, કે ભોજન કરવાવાળા ઘણા જ ઓછા માણસની નજર ત્યાં પડે.

ભવાની સોહનલાલની પાસે બેઠો એટલે તુરત જ પીરસણીઓ નજદીક આવ્યો, ભવાનીએ ઇચ્છા મુજબ ભાણું મંગાવ્યું.

પીરસણીઆના ચાલ્યા ગયા પછી, સોહનલાલે ભવાનીની તરફ નીચા વળીને કંઈક કહ્યું-મિ. જનાર્દન એના ચહેરાનો ભાવ જોઈ શકયા. મનની ચંચળતા પામી ગયા, પરંત વાત સાંભળવામાં ન આવી. કેમકે ત્યાંથી તે ઘણાં દૂર હતા. પરંતુ તેમણે જોયું કે સોહનલાલે હાથ લાંબો કર્યો કે ભવાનીએ બેપરવાઈની સાથે પેલું કવર એના લાંબા કરેલા હાથ પર ફેંકયું.

કવર મળતાં જ સોહનલાલની આંખો આનંદથી નાચી ઉઠી. કવરની અંદરથી કાગળ કાઢીને તેણે જોયો, પાછો કવરમાં મૂકયો અને બહુ જ જાળવણથી કવર કોટના ખીસામાં નાંખ્યું. એની ગંભીરતા ચાલી ગઈ. અને બહુ જ આનંદથી ભવાની સાથે વાતો કરતો હતો.

થોડી જ વારમાં ભવાની માટેનો તાટ આવ્યો, તે વખતે જનાર્દને ઘડીઆળમાં જોયું તો અગીઆર થવાની તૈયારી હતી.

મિ. જનાર્દને મન સાથે જ કહ્યું–" અગીઆર થવા આવ્યા છે, હવે તેમને આવવાનો વખત થવા આવ્યો છે." એમણે સડક પર

જોયું, તો ત્યાં માણસોનો અવાજ આવતો સંભળાયો, ત્યાર પછીની પાંચ મિનિટમાં તો સડક પર માણસોના ટોળે ટોળાં દેખાવા લાગ્યા. અને કલબની ચારે બાજુ ફેલાવા લાગ્યા.

રાત્રીના અગિયાર વાગ્યે, આવા કસમયે માણસોનો કોલાહલ જમનારાના દિલને અચરજ પમાડે તેવો લાગ્યો, એટલે કેટલાએ બારીઓથી જોયું એ જ વખતે મિ. જનાર્દને પોતાના હાથમાં રાખેલું ઠામ ખડકીએથી બહાર ફેંકી દીધું. જાણે કેમ એના હાથમાંથી ઓચિંતાનુ અજાણતાં પડી ગયું હોય. ત્યાર પછી એ ત્વરાથી બીજા બારણાં પાસે જઈને ઊભા. એ બારણાંની બરોબર સામે જ સોહનલાલ અને ભવાની ભોજન કરતા હતા.

મિ. જનાર્દન તે બારણાં પહોંચ્યા ત્યારે ભવાની પોતાનું ખાવાનું અધુરૂં મૂકીને તેની પાસેની બારીમાંથી જોવા લાગ્યો.

સોહનલાલે ગરદન ત્યાંથી પાછી ખેંચી અને પૂછ્યું-" શું બાબત છે ? "

ભવાનીએ તેનો જવાબ ન આપ્યો, જનાર્દન તરફ પણ ધ્યાન ન આપ્યું, અને બારી બહાર જોઇ રહ્યો. એણે જોયું તો સ્ત્રીઓનું એક ટોળું, તે તરફ આવે છે, સૌએ પોતાની છાતીના ભાગ પર કપડાનું બનાવેલું એક એક ફૂલ ખોસ્યું છે.

એ સમૂહ માંહેલી એક સ્ત્રીના હાથમાં એક ઝંડો છે, જેમાં લખવામાં આવ્યું હતું કે—" સ્ત્રીઓને તમારા મત આપો."

આ વિદ્રોહી સ્ત્રીઓના સરઘસની પછાડે, કેટલાક પુરૂષો ચાલતા હતા. વખતે બીજાઓ આ વિદ્રોહી સ્ત્રીઓ પર આક્રમણ ન કરે, એટલા માટે પોલીસો પણ બંદોબસ્ત રાખતા ચાલ્યા આવતા હતા. અને આ રીતે આ સરઘસ આસ્તે આસ્તે આગળ વધતું હતું.

ભવાનીએ આ સરઘસ જોયું અને ક્રોધ કરી બોલ્યો—" પાછું આ સ્ત્રીઓ જે કાંઈ સમજી શકતી નથી, તેણે શોર મચાવવો શરૂ કર્યો છે. "

ભવાનીએ જોયું કે આ સરઘસ ચાલતાં ચાલતાં રોકાઈ ગયું. અને જોતજોતામાં ગોળ–કુંડાળું બની ગયું. વચ્ચે કેટલીક જગ્યા ખાલી રહી. એટલામાં એક સ્ત્રીએ સર્વને શાંત રહેવાનું કહ્યું–આ જોઈને ભવાની કહ્યું–" લાગે છે કે આ સરઘસની સરદાર છે. અને કાંઈક બોલવા માંગતી હોય એમ લાગે છે. "

એ સડક પર પડતી દરેક બારીઓ ધડાધડ ઉઘડી ગઇ અને અને દરેક બારીમાં ડોકાઈને પુરૂષો આ સરઘસ જોવા લાગ્યા. જોતજોતામાં સડક પર બહુ માણસો ભેગા થઈ ગયા. આ રીતે સ્ત્રીઓનો આવો વરતાવ જોઈને દરેક પોતાને મન ફાવે તેમ "આ પાજી સ્ત્રીઓએ તો હેરાન હેરાન કરી નાંખ્યા. "વગેરે બોલવા લાગ્યા.

ભવાનીએ બારી પાસેથી હટીને કહ્યું—"રસ્તામાં તોફાન વધતું જાય છે. આ સ્ત્રીઓની બાબતમાં આપણે માથું મારવાની જરૂરત નથી. "

આ વાત પર સોહનલાલે ધ્યાન ન આપ્યું, એ તો બારીમાંથી સ્ત્રીઓનો તમાશો જોઇ રહ્યો હતો. પોલીસના રક્ષણ નીચે આ સરઘસની મુખ્ય બાઈએ દસેક મિનિટ ભાષણ કર્યું, પરંતુ કોલાહલને લીધે કોઈ સાંભળી શકયું નહિ. ઓરતોને ધક્કા દેવા માટે ધક્કા–મૂકકી થવા લાગી. આથી વધારે શોર મચી ગયો, આ જોઈને સોહનલાલે કહ્યું— " કદાચ આ પુરૂષોનો સમૂહ મગજ ગુમાવીને ઓરતો પર જશે તો પોલીસની તાકાત નથી કે તેઓને બચાવી શકે ! અને એમ થાય તો બહુ મજા આવે. આ સ્ત્રીઓને કાંઇ સજા તો થવી જ જોઈએ."

સોહનલાલની પાસે બીજા પણ કેટલાક આ બનાવ જોઇ રહ્યા હતા. મિ જનાર્દન પણ સોહનલાલની પછવાડે બરોબર ઉભા રહીને સમયની રાહ જોતા હતા. અને એ સમયે ભવાની પણ ઉત્તેજીત બનીને જોતો હતો. તેના જોવામાં આવ્યું કે કેટલાક લોકો ઉત્તેજીત બનીને, આ વિદ્રોહી સ્ત્રી ઉપર હુમલો કરવા તૈયાર થઇ ગયા હતા.

પણ કોણ જાણે કેમ સ્ત્રીઓ આમ તેમ છૂટી પડી ગઇ. વ્યાખ્યાન બંધ કરવામાં આવ્યું. અને ઓરતો—સ્ત્રીઓ આડી અવળી થઇ ગઈ.

થોડી મિનિટ પછી પાછો કલબની બહાર શોરબકોર થવા લાગ્યો, અને નિસરણી પર કોઇ ચઢતા હોય એમ લાગ્યું. આ જાણીને કલબના માણુસો ઇન્તેજાર બન્યા. આ લોકોમાંના બહાર આવીને તપાસ કરે તે પહેલાં એક પટાવાળાએ આવી ગભરાતા ગભરાતા કહ્યું—" પેલી વિદ્રોહી સ્ત્રીઓ હોટલ-કલબમાં આવી પહોંચી છે, અને શરણુ આપવા માટે કહે છે—

પુરૂષો પણુ આવેશમાં આવી ગયા છે. આ પુરૂષોમાં તો કેટલાક એવા છે કે તેઓનું ચાલે તો સ્ત્રીની હત્યા કરવા પણુ તૈયાર છે. "

સોહનલાલ પાછું બારીમાં જોયું તો રસ્તા પર કેટલાક લોકો " માર—માર " ની બૂમ પાડી રહ્યા છે. કલબમાં આવીને સ્ત્રીઓને મારવા માટે સંખ્યામાં ભાગ પાડતા પણુ જણુાયા. પરંતુ પોલીસ દરવાજા પર ઊભી હતી. અને આથી કોઇ પણુ માણુસ કલબમાં આવવા ન પામ્યું.

સોહનલાલ બારી આગળથી આવી ભવાની પાસે બેઠો. અને ભવાની તરફ જોઈને કહ્યું—" પોલીસોએ પુરૂષોને ન આવવા દીધા તે સારૂં કર્યું છે, આ વિદ્રોહી સ્ત્રીઓ તરફ જો કે મારી સહાનુભૂતિ નથી; પરંતુ જો ભીડ થાત તો પોલીસ પણુ ઉપર આવત અને આ રીતે પોલીસની નજરે પડવું તે સારૂં નહિ. પુરૂષો આ સ્ત્રીઓને મારીને ભગાડી મૂકત તો હું વધારે ખુશી થાત. "

ભવાનીએ હસીને જવાબ આપ્યો—" તેં તો મારા મનની વાત કહી. "

આ વખતે કેટલાક માણુસો ભોજનખંડની સામે ભેગા થઇ ગયા. એ લોકોએ જોયું કે કલબની નિસરણી પર કેટલીક સ્ત્રીઓની ભીડ થવા પામી છે. એની ચારે બાજુ પોલીસના માણુસો ઉભા છે. સરકારી ખાતાના પોલીસ સુપ્રો. પણુ આની અંદર હતા.

અસલ મતલબની કોઈની જાણ ન થઈ. એ રીતે પોલીસના માણસો ક્લબમાં દાખલ થઇ જવા પામ્યા હતા. વાંચકો જાણે છે કે આ કૌશલ્યતા મિ. જનાર્દનની હતી. પોલીસના માણસો યથાસ્થળે આવી પહોંચ્યા. ક્લબમાં આવનારાઓમાં કેટલાક માણસો ગુન્હેગારો પણ હતા. પરંતુ કોઈના મનમાં જરા પણ સંદેહ ન હતો.

પોલીસ સુપ્રી. ભોજનના ખંડ પાસે આવ્યા, અને પોતાની ટોપી ઉતારી, ત્યાં જેટલા માણસ હાજર હતા તેઓને માનપૂર્વક હસતાં હસતાં કહ્યું–" અમોને આશા છે કે તમોને અમારા તરફથી કશી હરકત નહિ થાય. અમો કલાક અરધો કલાક અહિં આરામ લેવા આવ્યા છીએ, રસ્તાની ભીડ હટી જશે એટલે ચાલ્યા જશું."

કોટના ખીસામાંથી સફેદ રૂમાલ કાઢીને તેઓએ મોઢું લુછવા માંડયું. અને દરવાજા તરફ વધીને કહ્યું–" અરે! કેવી ભીડ છે! ભીડ હટાવતા હટાવતા હેરાન–પરેશાન થઈ ગયા, તરસથી ગળું પણ સુકાય છે. કૃપા કરીને એક ગ્લાસ પાણી આપશો!"

દરવાજામાંથી લોકો હટી ગયા, સુપ્રી. તે ખંડમાં આવ્યા. એક માણસે પાણીનો પ્યાલો આપ્યો. તેના તરફ ધ્યાન ન આપતા ખંડમાં ચારે તરફ જોયું. જાણે કેમ કોઈને શોધતા હોય! એ જ વખતે એ ખંડના એક ખૂણામાંથી અવાજ આવ્યો–" દગો! ખરેખર દગો!

ભવાની જ્યાં બેઠો હતો તેની પછવાડે દીવાલમાં એક આલમારી હતી. જનાર્દન તે આલમારીમાંથી કંઈક કાઢવાના બહાને ભવાનીના પછવાડે ઊભા રહી ગયા. એમણે પોલીસ સુપ્રી.ને ખંડમાં આવતો જોઇને આંખથી ઈસારો કર્યો હતો, ભવાનીના સામે પડેલા ટેબલ પર પાણીની કાચની સુરાહી પડી હતી. ભવાનીએ જનાર્દનનું પ્રતિબિમ્બ આ સુરાહીમાં જોયું; અને સુપ્રીને જે ઈસારો આંખથી કર્યો હતો તે પણ આ મહાન દગાબાજ ભવાનીએ જોઇ લીધો હતો.

અને એ જ વખતે ભવાની ખુરશીમાંથી ઊછળીને ઊભો થઈ

ગયો. જે પીરસણિયા તરફ તેને જરાએ વહેમ ન હતો તેના તરફ તે જોવા લાગ્યો. વેશ બદલેલા જનાર્દનના સાથે આંખ મળતા ભય અને વિસ્મયતાથી રાડ પાડી બોલી ઊઠયો હતો કે—'દગો ! ખરેખર દગો !" અને આટલું બોલી તે ત્યાંથી કૂદકો મારીને જનાર્દન સામે આવીને ઊભો. એ ઓળખી ગયો કે" વેશ બદલેલો જનાર્દન પાછો મારી સામે !"

મિ. જનાર્દન સમજી ગયા કે ભવાની મને ઓળખી ગયો છે. એ એક ક્ષણમાં પાણીના રેલા જેમ, સર્પ કાંચળી છોડીને જાય તેમ નાસી જશે, એટલે તેમણે જોરથી ઉછળીને ભવાની પર કૂદકો માર્યો, અને બન્ને હાથથી તેને પકડી લીધો. પરંતુ આ ભવાનીએ તેને એવો જબ્બર ધક્કો મારીને જે કામ કર્યું, તે બીજાને માટે અસાધ્ય હતું. આટલી ચંચળતા બીજા માણસો બતાવી પણ શકતા નથી. એણે જોરથી ઊછળીને વીજળીની સ્વીચ બોર્ડની સામે જઈને હાથનો એવો સખ્ત જોરથી ઝટકો માર્યો કે તુરતજ તે સ્વીચ બોર્ડ તેની જગ્યાએથી ઉખડી ગયું. અને કલબમાં ઘોર અંધકાર ફેલાઈ ગયો. સઘળા માણસો ગભરાઈ ગયા અને બધા પૂતળાની જેમ ઊભા રહ્યા.

આમ છતાં ભવાનીની ઈચ્છા પાર ન પડી. એ કૂદીને જેવો ટેબલ પાસે પહોંચ્યો કે તરત જ તેની પછાડે મિ જનાર્દને પણ કૂદકો મારીને તેને જોરથી પકડી લીધો હતો. એણે અંધારામાં આપસ -આપસમાં એવા બાથમબાથ કરી કે આ વિશ્વાસઘાતીને માટે માટે સ્વાભાવિક જ હતો.

સોહનલાલ તો બીકનો માર્યા તેની ખુરશીમાં બેઠો રહ્યો હતો. અંધારૂં થવા છતાં તે ત્યાં જ સ્થિર હતો. ઘરમાં આગ લાગે અને નિદ્રામાંથી માણસ જાગે અને જેવી તે માણસની સ્થિતિ થાય તેવી એના થવા પામી હતી. એ વિચાર પણ ન કરી શકયો. કે શું કરવું જોઈએ ! ભવાનીએ એનો આ ગભરાટ જોઈ લીધો હતો. જનાર્દનનો હાથ તેને અડયો કે તુરત જ તે વીજળીના જેમ ઝડપથી સોહનલાલ પાસે ગયો. તેને પોતાની આગળ ખેંચ્યો. જેમ સિંહ બકરીના બચ્ચાને ખેંચે છે તેમ સોહનલાલને ખેંચ્યો. સોહનલાલનો .પગ ટેબલ સાથે અથડાયો, તે વખતે ભવાનીએ આ સોહનલાલને મિ. જનાર્દનના

અંગ પર ફેંક્યો યાને ધક્કો દીધો.

સોહનલાલ ભયની બૂમ પાડી ઊઠયો—" મને છોડો ! મને ખેંચવાવાળો તું કોણ છે ? "

સોહનલાલને એટલા બધા જોરથી ભવાનીએ ધક્કો માર્યો હતો કે તેના જોશવાળા ધક્કાથી જનાર્દન જમીન પર ગબડી પડ્યો હતો. આમ છતાં પણ સોહનલાલને છોડ્યો નહિ સોહનલાલ એના હાથમાંથી છૂટવા માટે ધમપછાડા કરતો હતો. અંધકારમાં જનાર્દનને ઓળખ્યા વગર એ એટલું તો સમજી શક્યો કે મને પકડનાર મિત્ર નથી પણ શત્રુ છે.

બાથમબાથા અને એકબીજાના સ્પર્શથી મિ. જનાર્દને જાણ્યું કે, ભવાની ગુમ થયો લાગે છે. આ શરીર તેનું નહિ, આ સોહનલાલ છે. જે એના બદલે આવી ગયો છે. ભવાની પરની એમની નજર મોળી ન હતી. એને શોધવા એમની ચાતક આંખો અંધારામાં પણ કામ કરી રહી હતી, છતાં એ સોહનલાલને છોડવા રાજી ન હતા. એ સારી રીતે જાણતા હતા કે પેલી ચિઠ્ઠી ભવાનીએ સોહનલાલને આપી દીધી છે. એટલે મિ. જનાર્દને સોહનલાલને ન છોડવાનો વિચાર કર્યો, બંને વચ્ચે બાથમબાથા ઉપર-નીચે થયા જ કરતું હતું. એ ખંડ જાણે અખાડો બની ગયો હોય એમ લાગતું હતું. અંધકારમાં ભૂતની જેમ યુદ્ધ ચાલતું હતું ટેબલ-ખુરશીઓ આમથી તેમ વેર-વિખેર થઈ ગઈ હતી કાચના વાસણો ભાંગીને ભૂક્કો થતા દેખાયા, એ એના ખણુણુણુ અવાજ પરથી જાણી શકાતું હતું. બીજા માણસો એ ખંડમાંથી બહાર નીકળવા માટે કોશીષ કરતા હતા; પરંતુ કોઈ ભાગીને બહાર ન જઈ શક્યું. વીજળીની બત્તી બુઝાઈ જતા જ પોલીસ સુપ્રી.એ દરવાજા પર જઈને સીટી બજાવી, આથી અગાઉથી ગોઠવણ કર્યા મુજબના પોલીસો એ ખંડના દરવાજા પર આવીને ઊભા હતા.

કલબની બીજી કોટડીઓ અને ખંડમાં અન્ય માણસોએ ચાલ્યા જવા માટે બહાર નીકળવા પ્રયત્ન કર્યો. અને સીડી તરફ આગળ વધ્યા. ત્યારે પોલીસ. સુપ્રીએ તેમના સામે આવીને કહ્યું—" મહાનુભાવો ! આપ જરાયે ગભરાશો નહિ, આપને જરા પણ ગભરાવાની

જરૂરત નથી. આ ક્લબના ચોક્કસ ભોજન ખંડમાં બે અપરાધી-ઓને પકડવા માટે જ આવ્યા છીએ, અને હું એ બંનેને જ કેદ કરીને લઈ જઈશ. મારે એ બેને જ માત્ર પકડવા છે. આપ નિશ્ચિંત થઈને સૌ સૌની જગ્યાએ બેસી રહો. આ ભોજનના ખંડ સિવાય અમો બીજા ખંડમાં જવાના પણ નથી"

સુપ્રી. એ પાછી બૂમ પાડી-" ફાનસ-બત્તી, એકદમ લાવો"

ઉપરોક્ત ભોજનના ખંડમાં કેટલાક બીજા પણ ગુન્હેગાર માણુસો હતા તે એમ સમજ્યા કે તેઓને પકડાઈ જવું પડશે, અને તેઓને ભય પેઠો કે પકડાઈ જશું આથી તેઓએ બહાર આવવા માટે પ્રયત્ન કર્યો, પરંતુ પોલીસ દરવાજા પર હુંશીઆરીથી ઊભી હતી. એણે આ લોકોને રોકી લીધા, ત્યારે બંને પક્ષો વચ્ચે હાથ લડાઈ શરૂ થઈ.

બત્તી આવી જતા પોલીસ સુપ્રી.એ દરેક માણસનો ચહેરો જોઈને પકડેની કોટડીમાં બેસાડવાનો પ્રયત્ન કર્યો, તેઓ તો ભવાની અને સોહનલાલને શોધવા માંગતા હતા, તેમને પકડવા ઈચ્છતા હતા, પરંતુ તેઓ બે ન દેખાયા. છેવટે તેઓએ બીજા માણુસો તરફ જોઈને કહ્યું-" તમો લોકોને પહેલાંથી જ કહી ચૂક્યો છું કે-" હું માત્ર બે જ માણુસને કેદ પકડવા આવ્યો છું, એટલે બીજા કોઈએ ડરવાનું નથી. આમ છતાં તમો પોલીસ સાથે ઝગડો કરી રહ્યા છો. અગર કોન્સ્ટેબલોએ મારપીટ કરી હશે, તો તેમાં પણ તમારો જ દોષ હશે. અગર જો તમો જબરજસ્તીથી બહાર નીકળવા માટેનો પ્રયત્ન ન કર્યો હોત, તો પોલીસને કશું પણ કારણુ મળત નહિ. અને તમોને તકલીફ ન પડત. અમો નિરપરાધીઓને કષ્ટ આપતા નથી."

આ વખતે પણુ ભોજન ખંડમાં કેટલાક માણુસો હતા. સુપ્રી. એ પોતે પોતાના હાથમાં બત્તી લઈને કહ્યું—" આ ખંડમાં જે માણુસો છે તે એક એક કરીને, આસ્તે આસ્તે મારા સામે આવે."

કોન્સ્ટેબલો, પોલીસ સુપ્રી. પાસે ઊભા હતા, બાકી રહેલા

માણસો બહાર આવવા લાગ્યા, આમાં બન્નાની કે સોહનલાલ ક્યાંય જોવામાં ન આવ્યા.

એક માણસે તેમને કહ્યું—' આપનું કામ કાયદાથી વિરૂદ્ધ છે. વધારે સારૂં તો એ હતું કે આપે પકડવોરંટ લઈને, ખુલ્લમખુલ્લા ક્લબમાં આવવું હતું. આથી નિરપરાધી લોકોને હેરાનગતિ થવા ન પામત."

સુપ્રીએ કહ્યું—" આપની વાત નક્કામી તો નથી જ, એનો હું સ્વીકાર કરૂં છું કે મારૂં કામ અનુચિત છે. પરંતુ જે બે અપરાધીઓને પકડવા આવ્યો છું એ એવા ધૂર્ત–દગાબાજ અને ચાલાક છે કે આ રીતે કૌશલ્ય કર્યા વગર અમારૂં કામ સિદ્ધ ન થાત, એમાં જરા પણ શંકા દેખાત, તો અમારા આવવા પહેલાં જ એ ચાલ્યા જાત."

જે માણસો પોતાની ઇચ્છાથી ભોજન ખંડમાંથી બહાર આવ્યા, તેઓને સુપ્રી.એ જોઇ જોઇને છોડી મૂક્યા. અને ત્યાર પછી તેમણે જોયું કે કોઈ એ ખંડમાંથી બહાર નીકળતું નથી, ત્યારે બત્તી લઈને તેઓ એ ખંડમાં ગયા, ખંડમાં સર્વત્ર વેરવિખેર હતું, ક્યાંય પગ મૂકવાની જગ્યા ન હતી. ટેબલ–ખુરશીઓ ઊંધે–કાંધ પડી છે, કાચના ફૂટેલા વાસણના કટકા આમ તેમ પડયા છે, ચમચા પણ જ્યાં ત્યાં જોવામાં આવે છે, અને ખંડમાં પાણી પણ એટલું જ ફેલાયેલું છે.

સુપ્રી.એ દરવાજા તરફ જોઇને સિપાઇઓને કહ્યું—" હવે અહિંથી કોઇને બહાર નીકળવા ન દેવા. એમાં કેટલાક કારણો છે, એટલે તેઓ સામે આવવાની હિંમત કરતા નથી."

મિ. જનાર્દને આ ખંડના જે ખૂણામાંથી સુપ્રી. ને ઇશારો કર્યો હતો, તે ખૂણામાં તે ગયા એમણે બત્તી ઉંચી કરીને જોઈ, તો તે ખૂણામાં એક માણસ ચિત્તો પડયો છે, અને તેની છાતી પર જનાર્દન બંને હાથ દબાવીને બેઠો છે. તેના બંને હાથમાં હાથકડી પહેરાવી દેવામાં આવી છે.

સુપ્રી. ત્યાં પહોંચ્યા ત્યારે મિ. જનાર્દને માથું ઊંચું કરીને

તેમના તરફ જોયું, સુપ્રીએ બત્તીના ઉજાસમાં જોયું તો, ડરના લીધે સોહનલાલનો ચ્હેરો બગડી ગયો છે, એણે છુટકારાની આશા છોડી દીધી હતી

સુપ્રી. મિ. જનાર્દનને કહ્યું—" અત્યાર સુધી આપનો પત્તો નહિ લાગવાથી હું ચિંતામાં હતો, તમો અહિં છો એ મને ખબર પણ ન હતી."

મિ. જનાર્દને હવે સોહનલાલ પરથી ઊભા થઈને સુપ્રી. ને કહ્યું—" હા, મેં એક માણસને કેદ તો કર્યો છે, પરંતુ બદમાસોનો સરદાર ભવાની ક્યાં છે ?"

સુપ્રી.એ—કહ્યું: " અમોએ બહુ જ હુંશીઆરીથી દરવાજા પર ચોકી રાખીને ઘેરી લીધો છે, દરેક આદમીના ચ્હેરા જોઈને બહાર કાઢવામાં આવ્યા છે, પરંતુ ભવાની ક્યાંય જોવામાં આવતો નથી. કોઈ પણ રીતે તે દરવાજા પરથી બહાર નીકળવા પામ્યો નથી. વખતે તે આ ખંડમાં જ છુપાયો હોય, કારણ કે આ દરવાજા સિવાય નીકળવાનો કોઈ રસ્તો નથી. છુપાઈને ભાગવાનો કોઈ રસ્તો છે ?"

મિ. જનાર્દને આ વાતનો કશો જવાબ ન આપતાં બે કોન્સ્ટેબલોને બોલાવ્યા. સુપ્રી. ની આજ્ઞાથી બે કોન્સ્ટેબલો ત્યાં આવ્યા. એટલે જનાર્દને સોહનલાલને આ કોન્સટેબલને હવાલે કર્યો, અને સુપ્રી. ને સાથે લઈને તેઓ સ્વીચ બોર્ડ પાસે પહોંચ્યા, તો સ્વીચ બોર્ડ ત્યાંથી ઉખડીને જમીન પર પડ્યું હતું, અને એના કટકા થઈ ગયા હતા.

મિ. જનાર્દને કહ્યું—" આ ખંડનો દરેક ભાગ આપણે તપાસીએ. પરંતુ મને લાગે છે કે અમારો પરિશ્રમ વૃથા ગયો છે, ભવાની શિયાળ જેવો ચતુર અને માછલી જેવો ચીકણો છે, લપસણો છે. મેં એને પકડ્યો હતો, પરંતુ રોકી ન શક્યો, એ કોઈ પણ રીતે ચાતુરીથી ભાગી નીકળ્યો."

સુપ્રી.ની આજ્ઞાથી ત્યાં બીજી બે બત્તી લાવવામાં આવી, અને તે બત્તીની મદદથી આ ખંડનો ખૂણેખૂણો તપાસી લેવામાં આવ્યો,

પરંતુ ભવાની ન મળ્યો. સુશ્રીએ બારીમાંથી બહાર ડોકું કરી જોયું. તો ત્યાં પણ ક્યાંય જોવામાં ન આવ્યો. ત્યારે ભવાની કેવી રીતે અને ક્યાંથી ગુમ થયો ભાગી ગયો ?

+ + +

આવા ખંડમાંથી પણ ભવાની પોતાની જાતને ભગાડી શક્યો ! પરંતુ પહેલેથી જ કહેવામાં આવ્યું છે કે ભવાની અસાધારણ ધૂર્ત છે. અને એનું મગજ પણ તેજ છે, ફંદામાં ફસાવવો એ સહેલી રમત વાત નથી, બહુ જ કઠિન છે. ભવાની સોહનલાલને જનાર્દન પર ધક્કો મારીને ઘણી જ ઝડપથી દરવાજા તરફ આગળ વધ્યો હતો. એ વખતે દરવાજા પર પોલીસના માણસો હતા, એને હટાવીને ભાગવું અસંભવિત હતું, એ જાણ્યા પછી પાછો વળ્યો, અને ખંડમાં નીચેના રસોઈગૃહમાંથી ખાણું ઉપર મોકલવા માટે જે લીફ્ટ જેવું સાધન બનાવ્યું હતું, તેને તેણે બે હાથો વડે પકડીને, એના પર વજન દીધું. એના તાર એટલા જલદ અને ચીકણા હતા કે આ શયતાનના હાથ ચીરાઇ ગયા છતાં પરવા ન કરતાં તે નીચે ઊતરી ગયો. એના પગો જમીન સાથે અથડાયા. એણે ચારે તરફ નજર ફેલાવી અને જોયું તેને લાગ્યું કે તે રસોડામાં આવ્યો છે. આ વખતે ત્યાં એક પણ માણસ ન હતો. બધા ઉપર હતા. અને અંદરથી જે ખાણું આ લીફ્ટદ્વારા ઉપર મોકલતા હતા તે શોરબકોર સાંભળીને ઉપર ગયા હતા. અને લોકોની ભીડને જોતા હતા, અને ઉપર જવા માટે પ્રયત્ન કરતા હતા. આ વખતે રસોડું ખાલી હતું.

રસોઇ ઘરના જમણા ભાગ તરફ એક નાનો સરખો દરવાજો ભવાનીના જોવામાં આવ્યો, ત્યાંથી તે વરંડામાં ગયો, અને એ બારણું બંધ કરી દીધું, ત્યાંથી કમ્પાઉન્ડની રેલીંગ ટેકીને એક સાંકડી ગલીમાં ગુમ થઈ ગયો.

એ સાંકડી ગલીમાં પહોંચ્યો, આમ-તેમ જોયું અને એણે જાણી લીધું કે અહિંથી ભાગવું એના માટે કઠિન નથી. હવે એને કોણ પકડી શકે છે ?

આ વખતે તેની દશા બહુ શોચનીય હતી, એના હાથની હથે-ળીઓ ચીરાઈ ગઈ હતી, અને તેમાંથી લોહી વહી રહ્યું હતું. કપડાં પર પણ અનાજ-વગેરેના ડાઘા હતા. પસીનાનો પાર ન હતો, આમ છતાં પણ એ છૂટી-ભાગી આવ્યો. એ જ બહુ જ હતું. એણે મનમાં ને મનમાં કહ્યું-" અત્યાર સુધીમાં તો સોહનલાલના હાથમાં હાથકડી પડી ગઈ હશે, એ ભાગી ન શકે, પાજી! મારાથી ચાલાકી કરવા આવ્યો! મારી સાથે ચાલાકી! મારી સાથે રમત! એ એને ખબર પડશે હું એની પાસેની ગુપ્તભેદની વાતો સાંભળી ન શક્યો એ દુઃખ હું વીસરી શકું તેમ નથી. આ દાવ હાથથી નીકળી ગયો. જાસુસ જનાર્દન પણ કેવો શયતાન છે! ખબર નથી પડતી કે એને મારી હાજરીની જાણ કેમ થવા પામી? આ વખતે પણ એણે મારો શિકાર પડાવી લીધો. સોહનલાલને મેં જે ચિઠ્ઠી પાછી આપી છે, એ જરૂર જનાર્દનના હાથમાં જશે. બહુ મૂર્ખાઈ થઈ, કે એ ચિઠ્ઠીને હું કલબમાં લઈ ગયો, પણ કોણ જાણતું હતું કે મિ જનાર્દન, પીર-સણિયો બનીને આવડો મોટો હાળો કરશે! અરે! એ મોટો શયતાન છે."

ભવાની રસ્તા પર આવ્યો અને વિચારવા લાગ્યો કે આવા કપડે હોટલમાં જાઉં! કોઈ પણ રીતે કપડાં બદલી લેવા જ જોઈએ. મિ. જનાર્દનને મારા અહિંના અસ્તિત્વની જાણ થઈ ગઈ છે. એ મને પકડવા માટે બધા પ્રયત્નો કરશે મારી તુરતમાં જ અનકાપુર છોડી દેવું જ જોઈએ. નહિ તો બચી ન શકું. ગમે તેમ હોય પણ મારે જનાર્દનને શિક્ષા તો કરવી જ જોઈએ. એના શાગીર્દ કનૈયાની પેઠે એને પણ પૂરો કરવો જોઈએ.

× × ×

કેટલાક દિવસો પછી મિ. જનાર્દન કનૈયા સાથે ફરતા ફરતા રેલ્વે સ્ટેશન પહોંચ્યા. તેઓ પ્લેટફોર્મ પર પહોંચ્યા કે ટ્રેન છૂટી, એ ટ્રેનના ફર્સ્ટક્લાસના એક ડબ્બામાંથી માથું બહાર કાઢી જયા બહેને એમને સલામ કર્યા અને હસીને કહ્યું—" જાઉં છું, મિ. જનાર્દન! જાઉં છું. મિ કનૈયા! આપ લોકોની કૃપાથી હું બહુ મોટા સંકટ-માંથી બચી જવા પામી છું હવે હું મારે ગામ જાઉં છું."

ટ્રેન ચાલી ગઈ. કનૈયાએ જનાર્દનને કહ્યું-" મને લાગે છે કે

આ જયા બહેન એ અહિં આવીને ચળવળમાં કદી પણ ભાગ નહિ લે. એને સારી શિખામણ મળી ગઈ છે."

મિ. જનાર્દને કહ્યું–"હા, આ છોકરી એ દળમાં કદી પણ સામેલ નહિ થાય અને આ વાતો એને વરસો સુધી યાદ રહેશે. છોકરી બહુ મજાની છે, કેમ કનૈયા ! તું તો એના સાથે પ્રેમ કરવા લાગ્યો'તો ને !"

કનૈયાનો ચહેરો લજ્જાથી સફેદ થઈ ગયો. એણે વાતને કાપતાં કહ્યું–"આ વખતે સોહનલાલને ઝાઝા વર્ષોની સજા થશે. એ શયતાનોએ મળીને મને તો મારી જ નાખ્યો હતો. આનંદીલાલની કૃપાથી બચ્યો."

મિ. જનાર્દને કહ્યું—"હજી કોણ જાણે તું કેટલીયે વાર મરીને બચી જવાનો. જેનો રક્ષણહાર પરમેશ્વર હોય છે તેને કોઈ મારી શકતું નથી."

વિદ્રોહી સ્ત્રીઓ અને તેની મુખ્ય અધિષ્ઠાત્રી માયા બહેન પર કેસ ચાલ્યો. પરંતુ માજીસ્ટ્રેટે તેઓને છોડી મૂકયા. કેટલાક દિવસો પછી સોહનલાલને સજા સંભળાવવામા આવી એને ત્રણ વર્ષની સખત મજૂરી સાથની કેદનો હુકમ થયો. બીજી બાજુ ભવાનીના નામનું વોરંટ કાઢવામાં આવ્યું પણ એને પકડે કોણ?

સર સાહેબ રામરાવની તિજોરીમાંથી જે ચિઠ્ઠી ગૂમ થઇ હતી, તેનો પત્તો લાગી તેમને પાછી મળી તેથી તેઓ બહુ ખુશ થયા હતા. અને મિ. જનાર્દનને ઈનામ દેવા માટે તૈયાર થયા. પરંતુ સરકાર પર ઉપકાર કરીને મિ. જનાર્દને ઈનામ ન લીધું.

ભવાની કેદ ન પકડાયો, એટલે એમને મન બધી મહેનત વૃથા હતી. ઘણી ઘણી મહેનત કરવા છતાં જનાર્દનને એનો પત્તો ન લાગ્યો, પરંતુ તેઓ નિરાશ ન થયા. એમણે કનૈયાને કહ્યું—"ભવાની છાનોમાનો બહાર ચાલ્યો ગયો હશે, પરંતુ ગમે ત્યારે એ પાછો અનકાપુરમાં આવવાનો. આ વખતે આવે ત્યારે એને હું છોડનાર નથી. અને જ્યાં સુધી એને હું જેલખાનામાં ન નાંખું ત્યાં સુધી મને ચેન પડનાર નથી."

**સમાપ્ત.**